ગુણુની અભેદ પરણુતિત રૂપ જે ક્રિયા છે તે મોક્ષ સાધક: ક્રિયા છે. તે બંધને સાધે તેવી ક્રિયા નથી. તેથી ગુણુની પ્રવૃત્તિરૂપ સ્વરૂપનું ગ્રહણુ કરવું ને પરના રાગ મોહના ત્યાગરૂપ ક્રિયા તેજ મોક્ષની સાધક છે. આ પ્રમાણે સમ્યક્જ્ઞાન રૂપ સાપેક્ષ નિરપેક્ષ ચારિત્ર બન્નેને સમજીને સ્વરૂપમાં ઠરશે તે જીવ મોક્ષને પામી જશે.

સૂત્ર—**खंते भिनिवृडे वरे** આ શાસ્રના વચનો છે, આત્મ-કલ્યાણુની ભાવનાવાળો પુરૂષ કેવો હોય ? ક્ષમાશીલ હોય ઉત્તમ ક્ષમારૂપ બ્રહ્મચર્યનો પાલક હોય, લોભાદિ કષાયથી રહિત હોય. ગાથા—દશવૈકાલિક ૮ અધ્યયન ૩૯મી ગાથા.

**उव समेणं हणे कोहं माणं मद्दवया जिणे**
**माया मऽज्जव भाविणं लोभं संतोष ओ जिणे**

પહેલા ત્રણુ તો એક એકને નાશ કરે છે પણુ લોભ તો સર્વનો નાશ કરે છે વળી તે પુરૂષ કેવો હોય **खंते दंते सया जंऐ** જીતેન્દ્રિય હોય ગાથા—

**अप्पा चेव दमेयव्वो, अप्पाहु खलु दुद्दमो**
**अप्पा दन्तो सुही होई, अस्सि लोए परत्थय.**

વળી કેવો હોય વિષય ભોગમાં આશક્તિ રાખવાવાળો, ત્રણુ કાળ, ત્રણુ લોકમાં ન હોય તથા સદાય યત્ન પૂર્વક અને વિવેક પૂર્વક જીવન વ્યતિત કરવાવાળો હોય. હે ભવ્ય જીવો ! આવું જીવન જીવો, સમય માત્રનો પ્રમાદ ન કરો "समयं गोयम मा पमायए"

સંયમ એટલે શું ? ઇન્દ્રિય દમનનો માર્ગ તેનું નામ સંયમ. મનના વિકારો ઉપર વિજય કરવાવાળો માર્ગ તેનું નામ સંયમ. મન જડ છે વિકારો પોતે કરે છે ત્યારે આત્મા હોય છે તેથી મન સંબંધીની વિકારોનો આરોપ કરીને કહેવાય છે કે जवा लोह मया चेव चावेयव्वा सुदुकरं ઉ. સુ. ૧૮. લોયાના જવ ચાવવા આકરા છે તે સમાન અત્યંત કઠિનત્તમ કાર્ય છે, તે સુદુષ્કર છે. આનું નામ વ્યવહાર સંયમ છે એવી સમજણ પ્રથમીજ જ્ઞાનમાં હોવી જોઇએ. આનો અર્થ એ થયો કે નિશ્ચય દર્શન, જ્ઞાનમય, દ્રષ્ટા જ્ઞાતા સ્વરૂપ એવો કારણ પરમાત્મા પરમ પરિણામિક ભાવ આત્મા સહજ જ્ઞાન, સહજ દર્શન, સહજ ચારિત્ર મય એવો કારણ પરમાત્મા કે જેમાં જ્ઞાતા દ્રષ્ટા શક્તિ કાયમ છે.

એવું પોતાનું દ્રવ્ય કાયમ છે. તેમાં અવિચળ દ્રઢતાથી દેવતાઓના ટોળા નીચે ઉતરે અને આત્મા સિવાય બીજે ચારિત્ર મનાવે તો પણ ચલિત નજ થાય “લયલીન લયલીન” ન ચળે એવી રીતે તન્મય થઇ જવું તેને વીતરાગ મારો મહાવીર નિશ્ચય ચારિત્ર કહે છે.

સમજો અહીં ખૂબી છે. અહીં સમ્યક્જ્ઞાન દર્શનની પર્યાયમાં લયલીન થવાનું નથી કહ્યું પણ વસ્તુ છે તે પોતે આત્મા પોતેજ પરમ પરિણામિક કારણ પરમાત્મા ભાવરૂપ તેમાં લયલીન થઇ જવું એમ કહ્યું છે. તેનું નામજ ચારિત્ર છે. આત સાદી ભાષામાં દ્રવ્ય કારણ છે. ને કારણ યોગથી કાર્ય નીપજે અને જ્ઞાન દર્શન ચારિત્ર કાર્ય છે. હવે દર્શન જ્ઞાન-

આ વસ્તુને અહીં કારણ કહ્યું છે. દ્રવ્ય તો કાયમી ત્રિકાળી એકરૂપ કારણ છે.

"એગેઆયા" ચારિત્ર વિના મોક્ષ નથી, અને સમજ્યા વિના ચારિત્ર આવે નહિ. નિશ્ચયથી ચારિત્ર રૂપ કાર્યનું કારણ આત્મા પોતેજ છે. સ. જ્ઞાન કે દર્શન નથી ત્યાં ચારિત્ર નથી; ભલે તે વ્યવહારે છે બન્નેને સમજીને કરે, નિશ્ચય વિનાનો વ્યવહાર હોતો નથી.

ગાથા—નય નિશ્ચય એકાંતથી આમાં નથી કહેલ
એકાંતે વ્યવહાર નહિ બન્ને સાથે રહેલ.

નિશ્ચયની સાથે વ્યવહાર હોયજ છે. વ્યવહારે ભલે જ્ઞાન દર્શન કહેવાય. નિશ્ચય અને વ્યવહાર બન્ને સાથેજ હોય છે, એ સમજ્યેજ છૂટકો છે, કલ્યાણ છે. ભાઈલા સમજો, જરૂર સમજો. સમજવાના કામીને કહીએ છીએ કે ભાઈલા ! સમજો, આ સમજ્યેજ છૂટકો છે.

સ. દર્શન સ. જ્ઞાનની પર્યાય ઉપરના લક્ષથી ચારિત્ર પ્રગટેજ નહિ. ઘણા માને છે કે અમને સમ્યક્ દર્શન થઈ ગયું છે. એટલે ચારિત્ર આવી જશે પણ તેમ નથી. સમ્યક્ દર્શન સ. જ્ઞાનની પર્યાયના લક્ષથી ચારિત્ર ત્રણકાળ, ત્રણ લોકમાં પ્રગટતું નથી. પણ કાયમી દ્રવ્યેજ નિર્મળ ત્રિકાળ એકરૂપ કારણ છે. ઠાણાંગ સૂત્રમાં કહે છે "एगे आया अेगे नाणे अेगे चरित्ते" એમજ છે. તેમાં લીન થવું. તેમાં લીન થવાથીજ ચારિત્ર પ્રગટે છે તે સિવાય ચારિત્ર પ્રગટેજ નહિ. પ્રશ્ન-સ. દર્શન છે. જ્ઞાન છે તો ચારિત્ર જરૂર આવી જશે? તેને

એમ કહીએ છીએ કે તારા પ્રશ્ન જૈન ધર્મથી વિરૂદ્ધ છે. તે કેવી રીતે છે તેના ભાવ અવસરે.'

## વ્યાખ્યાન નં. ૪

### સં. ૨૦૧૫ના માગશર સુદ ૧૪ બુધવાર તા. ૨૪-૧૨-૫૮

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહીં ઠાણાંગ સિધ્ધાંત પહેલું ઠાણું સૂત્ર છે "एगे आया" તે સંબંધી કાલે કહેવાઈ ગયું, કે જેમાં જ્ઞાતા દ્રષ્ટા જાણવા દેખવાની શકિત જેનામાં જયારે પુછો ત્યારે ત્રિકાળ કાયમ છે એવું દ્રવ્ય (આત્મા) તેમાં અવિચળ (નિશ્ચળ) તન્મયતાથી તલ્લીન-લીન થઇ જવું તેને ભગવાન મહાવીર દેવ સ. ચારિત્ર કહે છે. અહિં આત્માની પ્રતીતિ વિશ્વાસ 'જાણવાની જ્ઞાનની પ્રર્યાયમાં દ્રષ્ટિ કરવાનું નથી કહ્યું પણ વસ્તુ છે તે કારણ પરમાત્મા છે.

અખંડ ત્રિકાળી ધ્રુવત્વ વસ્તુ છે તેમાંજ લયલીન થઇ જવું તેનું નામ તે ચારિત્ર. આમાંથી સાર એ લેવાનો છે કે આત્મા એક દ્રવ્ય છે તે જયારે પૂછો ત્યારે કારણ છે. ને દર્શન જ્ઞાન ચારિત્ર કાર્ય છે.

હવે દર્શન જ્ઞાનમય વસ્તુને અહિં કારણ કહ્યું છે. વસ્તુ પોતેજ જ્ઞાન દર્શન અનંતા ગુણમય છે.

જે પ્રગટયું તેને કારણ નથી કહ્યું વસ્તુ પોતે છે તેનેજ કારણ કહ્યું છે. જગતના જીવોને આનું ભાન નથી તેથી

તેઓ સમજતા નથી. દ્રવ્ય તે કાયમી ત્રિકાળી નિરપેક્ષ એવું છે. અને ચારિત્ર તે કાર્ય છે.

હવે નિશ્ચયથી ચારિત્ર રૂપ કાર્યનું કારણ આત્મદ્રવ્ય પોતેજ છે. હવે એક તરફથી કહે છે કે સમ્યક્જ્ઞાન દર્શન વગર ચારિત્ર નથી. બીજી બાજુથી કહે છે કે ચારિત્રનું કારણ આખો આત્મા છે. આમ બે પ્રકારે વાત કરે છે તો નિશ્ચયથી આત્મ દ્રવ્ય પોતેજ ચારિત્રનું કારણ છે ને વ્યવહારથી જ્ઞાન દર્શન કારણ છે. વ્યવહારે ચારિત્ર રૂપ કાર્યનું કારણ સ. જ્ઞાન દર્શન છે.

હવે નિશ્ચયથી તે ચારિત્ર પ્રાપ્તિનું કારણ નથી, પણ આત્મા પોતેજ છે. સ. દર્શન કે સ. જ્ઞાનની પર્યાય ઉપર લક્ષ મુકવાથી ચારિત્ર પ્રગટે નહિ. પણ કાયમી દ્રવ્ય જે ત્રિકાળ નિરપેક્ષ એકરૂપ જે કારણ છે તેમાં લીન થવાથી સ. ચારિત્ર જરૂર પ્રગટેજ. બરાબર ઉપયોગ રાખીને સાંભળજો મહાન લાભનું કારણ થશે.

હવે દર્શન જ્ઞાનમાં જેટલી શુધ્ધતા ઉઘડી છે તેમાં હજુ અધુરાશ છે. ચાર જ્ઞાનના ધણી ગૌતમ પ્રભુ પણ કહે છે કે હું હજુ અધુરો છું. હવે તે અધુરાશમાંથી પૂર્ણતા ન થાય પણ પૂર્ણતામાંથી પૂર્ણતા થાય. હવે દર્શન જ્ઞાનમાંથી ચારિત્રની વિશેષ સ્થિરતા ન આવે પણ દર્શન જ્ઞાનમય દ્રવ્યમાં એકાગ્ર થતાંજ જરૂર ચારિત્ર પ્રગટે, પ્રગટે ને પ્રગટેજ.

**एगो चरित्ते** સ. દર્શનની પર્યાય તો એક સમય પુરતી છે. તે એક સમયની પર્યાયમાં બીજી પર્યાય નથી જે પર્યાય બીજા સમયે નથી તે શુધ્ધતાનું કારણ કેમ થાય ?

ત્રણુ કાળ, ત્રણુ લોકમાં ન થાય. ત્રણે કાળની પર્યાય એક સમયમાં આવી શકે નહિ. એક પર્યાયનો વ્યય (નાશ) થયા પછી બીજી અવસ્થાનો ઉત્પાદ થાય છે. પર્યાયનો અર્થજ ક્રમવર્તીપણું છે. ત્યાં સ્વભાવિકપણાને ક્રમ ભાવિ પર્યાય કહે છે. ક્રમવર્તી એટલે પર્યાયમાં પર્યાય થાય નહિ. પર્યાય એક સમયનીજ હોય છે. એક પર્યાયમાં બે પર્યાય ન હોય. જો એક સમયમાં ત્રણે કાળની પર્યાય સાથે આવી જાય તો બીજા સમયે પર્યાય ન રહે અને પર્યાય વગર દ્રવ્ય શૂન્ય થઇ જાય.

હવે નિર્મળ કાયમી એક રૂપ સહાય ટકતા એવા સ્વભાવ દ્રવ્યથી ભરેલા દ્રવ્યમાં રૂચિ અને તેમાં જ્ઞાન અને દર્શનની સ્થિરતા રૂપે ઠરી જવું તેજ ચારિત્ર જ્ઞાન દર્શન છે. ચારિત્ર મુક્તિનું કારણ છે, નિશ્ચયથી આત્માજ મુક્તિનું કારણ છે.

વ્યવહારે આ બેઉને જેમ છે તેમ સમજીને વર્તશે તે જીવ જરૂર સિધ્ધને પામશે.

પ્રાતઃકાળે વહેલા ઉઠીને આ આત્મા અમર છે એવા આત્માની શ્રધ્ધા, જ્ઞાન, ચારિત્ર, આદિ શક્તિઓ દ્રવ્યમાં અનંત છે બેહદ છે. નિરપેક્ષ છે. તે બેહદ શકિતમાં કર્મની અપેક્ષા નથી.

"एगे आया एगे नाणे एगे चरित्ते" હવે આખાય વિશ્વને જાણવાનું જ્ઞાન આત્મામાંજ છે. અને તે આત્મા હું પોતેજ છું. આવો પોતાનો આત્માનો મહિમા તો લાવો,

મારે મારા આત્માનું કાર્ય સિધ્ધ કરવું છે. કાર્ય સિધ્ધ કરવાને માટે પ્રચંડ બળથી મારે આરંભ કરવોજ જોઇએ તે સિવાય છૂટકોજ નથી. હવે આ આત્મ શ્રધ્ધા, આત્મજ્ઞાન, અને આત્માનું ચારિત્ર એ કોઈ અહંકાર નથી પણ શ્રધ્ધા, જ્ઞાન, ચારિત્રજ છે.

તે હવે આજ્ઞાનાદિ અહંકારના રૂપમાં ન પલટાઇ જાય તેની તપાસ રાખીને નિર્મળ શ્રદ્ધા જ્ઞાન વધારતાંજ જવું. જમાલી આદિ ઘણા જીવોનું અહંકારના રૂપમાં પલટાઇ ગયું પણ તું કાળજી રાખીને તપાસ રાખીને નિર્મળ શ્રધ્ધા જ્ઞાન વધારતો જા. આત્માની પ્રતીતિમાં શ્રધ્ધાનો જન્મ છે. મારી સર્વ જાતની ઉન્નતિનો આધાર મારા આત્મ વિશ્વાસ ઉપર અવલંબી રહ્યો છે. મારી આત્મ શ્રધ્ધા ઉપર અવલંબી રહ્યો છે. હું ધારૂં છું કે કદાચ હું આ કામ કરી શકીશ અથવા કરવા પ્રયત્ન જરૂર કરીશ એમ કહેવું, બોલવું અને આ કાર્ય હું અવશ્ય કરી શકીશજ, કરીશજ એમ કહેવું એ બન્ને આત્મશ્રધ્ધાના વચમાં મહાન અંતર છે. પહેલા વિચારો નબળાઈ અને શ્રદ્ધા વિનાના છે, બીજા વિચારોમાં પ્રબળતા ને શક્તિની દ્રઢતા છે. હવે આ બીજા વિચારવાળો વીર પુરૂષજ એ કાર્યને જરૂર પાર પામી શકે.

મોક્ષનું કાર્ય સિધ્ધ કરવાને માટે સ. દર્શન, જ્ઞાન પૂર્વક ચારિત્રના પ્રચંડ બળથી આરંભ કરવો જ જોઇએ. અને વચમાં નડતા વિઘ્નોને હઠાવવાની શક્તિ પ્રાપ્ત કરતાંજ જવી. પ્રત્યેક વિઘ્નો સમગ્રબળ અને અપ્રતિહત પ્રયત્ન વિના

કદી પણ હઠી શકતા જ નથી. ગજસુકુમાર મુનિ ઉપર ધગધગતા અંગારાના વિઘ્નો આવ્યા પણ પોતાના પ્રચંડ બળના પુરૂષાર્થથી ચારિત્રરૂપ સ્થિરતામાં જામી ગયા. ડગમગતા શંકાશીલ અને અસ્થિર મનથી તેવા પ્રબળ કાર્ય થઈ શકેજ નહિ. તારૂં હોય તે જાય નહિ, અને જાય તે તારૂં હોય નહિ. શા માટે ડગમગે છે? અસ્થિર થાય છે? સ. જ્ઞાન દર્શન ચારિત્રમાં સ્થિર થઇ જા. આખું જગત એક વખત મારી સિદ્ધિના કાર્યથી વિરૂધ્ધ હોય છતાં આત્મ શ્રધ્ધાથી તે જરૂર પાર ઉતરી શકે છે. જગત મારી વિરૂધ્ધ થાય તેથી મારૂં કાર્ય અટકે નહિ, કેમકે માયાવી જગત અને આત્મબળ બંને વચ્ચે મહાન અંતર રહેલું છે.

હું જો એમ માનું કે આ કાર્ય કરવાને હું અશકત છું, તો જગતમાં કોઇપણ એવી શક્તિ નથી કે તે તને તારા સિધ્ધત્વના કાર્યમાં સહાય કરી શકે. આત્મવિશ્વાસ અને પ્રબળ પુરૂષાર્થ વિના કોઇપણ કાર્યની સિધ્ધી નજ હોઇ શકે.

આત્માની અંદર જો તો ખરો, કોઇ એવી શક્તિ છે કે પ્રબળ પુરૂષાર્થ કરવાથી સર્વ કાર્ય સિધ્ધ જરૂર કરી શકે છે. સર્વ આત્મિક કાર્યની સિધ્ધિનું વાસ્તવિક કારણ જો કોઇ હોય તો તે કાયમી ટકવું. ધ્રુવત્વ ધરતું દ્રવ્ય મારૂં પોતાનુ જ છે. આત્મા દ્રવ્ય છે અને જે છે તે. તેને જાણ્યા વિના. લોકો બહારમાં શ્રધ્ધા, જ્ઞાન, ચારિત્ર માની રહ્યા છે. તેજ પ્રમાણે કરી રહ્યા છે. તેજ પ્રમાણે કુદી રહ્યા છે પણ સ. દર્શન જ્ઞાન તેજ પહેલામાં પહેલો નિયમ છે. અને ત્યાર પછી

જે જ્ઞાન અને ચારિત્ર થાય તે વિશેષ નિયમ છે. આવા જ્ઞાન, દર્શન, ચારિત્ર કહેવાય છે. અને તે જ આત્માની પૂર્ણ શુધ્ધતાનું કારણ છે. તે વ્યવહારથી છે. અને એક નિરપેક્ષ આત્મ દ્રવ્ય એજ પોતાની પૂર્ણ શુધ્ધતાનું કારણ છે. આમ બંનેને સમજીને સ્વરૂપ સ્થિરતાને વધારતાંજ જવી ને આમ સ્વરૂપ સ્થિરતાને વધારવાનો વાસ્તવિક અભ્યાસ અને અનંત કાળ સુધી વસ્તુ સ્વરૂપમાં સ્થિર થઇ જવાના અભ્યાસ તેજ તેના ઉપાય છે.

નિશ્ચયથી તો આત્મા પોતેજ કારણ છે. આમ બંનેને જેમ છે તેમ બરાબર સમજો. હવે જે સ્વરૂપમાં સ્થિરતા થઇને સ્વરૂપ પોતે વર્તમાન પુરતું છે? કે ત્રિકાળી છે?

ત્રિકાળી છે તેથી તેમાં આદિ અનંત સ્થિર થઇ જશે. શાસ્ત્રકાર કહે છે કે ગાથા—

" *એ વખ્ખુ નાણીણો સારં " આજ સાર છે. જ્ઞાન દર્શન ચારિત્ર તેજ જ્ઞાનીઓનો સાર છે આજ ઉંચામાં ઉંચુ સાચું હિત કલ્યાણ કરવાનો ઉપાય છે. બીજો ઉપાય ત્રણકાળ ત્રણુ લોકમાં નથી. આ સિવાય બધુંએ અસાર છે. વિકલ્પ છે. તે અપેક્ષાએ. બધુંએ અસાર છે. સાર તો જે આત્મામાં કાયમ રહે તે છે. એક શુધ્ધ આત્માજ સારભૂત છે.

હવે સ. જ્ઞાન દર્શન ચારિત્ર સિવાય બધુંએ મોક્ષ માર્ગથી વિપરીત છે. સમ્યક્‌દર્શન જ્ઞાન ચારિત્રવાળી દશાજ સારભૂત છે. પર તરફનો ભાવ બધોએ અસાર છે. આ

---

*एवं खु नाणीणो सारं जंन हिंसइ किंचणं

પ્રમાણે પોતાના ઉપર વિશ્વાસ રાખનાર કોઈ પણ મનુષ્ય ગમે તેટલો મનનો નબળો હશે તો પણ વિશ્વાસના વિચારોના વારંવાર મનન દ્વારા પોતાની નબળાઈ જરૂર દૂર કરી શકશેજ.

આત્મામાં અનંત શક્તિઓ ભરેલી પડી છે. સચ્ચિદાનંદ પરમ શક્તિઓ પડેલી છે. પણ તેને પ્રબળ વિચારોની મદદરૂપ શક્તિ આપીને જગાડવાની જરૂર છે. પણ તે શક્તિને મદદ આપવાને બદલે વિભાવને મદદ ન આપો. બુઝાયા જેવો દેખાતો અગ્નિ પણ પંખા વડે પવનના બળની મદદ મળતાં દેદીપ્યમાન થઈ જાય છે તો અનંત શક્તિથી ભરપુર આત્મા પ્રબળ વિચારોના બળના પ્રોત્સાહનથી જરૂર પ્રદિપ્ત થાયજ, તેમાં કાંઈજ આશ્ચર્ય નથી.

વિચારબળ મુડદાલ જેવા જીવોમાં પણ નવું જીવન રેડીને સજીવન બનાવે છે. મુડદાલપણું જતું રહે છે. જમીન ઉપર પડેલી મોય (લાકડાની બે બાજુ અણીવાળો ટુકડો) તેને પ્રથમ નાની એક મજબૂત લાકડી વડે તે જમીન ઉપર પડેલી મોયને ધક્કો મારી અધ્ધર ઉછાળવામાં આવે છે. એકવાર અધ્ધર ઉછળી પછી તેને જોરથી ધક્કો મારવાથી બીજા ટલ્લે તે ઘણીજ દૂર જઈને પડે છે. તેમ મનુષ્યના આત્માને એક વખત વિચારબળની મદદ આપીને અધ્ધર ઉંચો ઉપાડવો જ જોઈએ. જરા ઉંચો આવ્યા પછી તો તેઓ પોતાની મેળેજ ખરેખર આગળ ઉછળીને વધી પડશેજ. વિચારબળથી પોતાની નિર્મળતાઓથી જે ( અનાદિનું

કરવાપણું ) વિકારીપણું છૂટી જશે. દરેક આત્માઓએ આવું વિચારબળ કેળવીને પોતાની દુર્બળતાનો નાશ જરૂર કરવો જોઈએ અને એવા વિચારબળવાળા જીવો સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ આત્માને પામીને મોક્ષને જરૂર પામી જશે.

---

## વ્યાખ્યાન નં. ૫

### સં. ૨૦૧૫ના આગશર સુદ ૧૫ ગુરૂવાર તા. ૨૫-૧૨-૫૮

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થએલું અબાધિત તત્ત્વ તેનું નામ તે સિદ્ધાંત. અહીં ઠાણાંગ સૂત્રની વાત ચાલે છે. પહેલું ઠાણું **एगे चरिते** સહજ જ્ઞાનનું ચારિત્ર ત્રિકાળ એકરૂપ ધ્રુવરૂપ આત્મામાં પડયું છે તે દરેકે દરેક નિગોદના જીવથી માંડીને દરેક આત્મામાં પડયું છે. હવે અવસ્થા પ્રગટે છે તે ચારિત્ર જુદું ઉત્પાદ પર્યાયરૂપ છે ને તે સાપેક્ષ ચારિત્ર છે અને ત્રિકાળ ધ્રુવ ટકતું દ્રવ્ય તેમાં સ્થિરતા તે નિરપેક્ષ ચારિત્ર. તેને આ બન્ને ચારિત્રને આત્માના હિત કરનારે બરાબર સમજવું જોઇશે.

કોઇ પ્રશ્ન કરે કે શા માટે સમજવું જોઇએ ? તો તેના જવાબ આપે છે કે **समग्गं जिणारवायं** સ, માર્ગને મોક્ષ માર્ગને ભગવાન શ્રી જીનેશ્વર દેવેજ બતાવ્યો છે બીજે ક્યાંય નથી. અને તેજ માર્ગ ઉત્તમ શ્રેષ્ઠ છે, કલ્યાણકારી છે, તે સિવાય બીજો માર્ગ છેજ નહિ. અને તેજ માર્ગ આત્માના મોક્ષનો દાતાર છે. બીજો આપે તો કદાચ આ

ભવનું દારિદ્ર જાય પણ આ માર્ગ તો આદિ અનંત સુખનો દાતાર છે કારણ सासयं परिनि वुडे જે પુરુષને વિતરાગ થાય છે રાગદ્વેષથી રહિત થાય છે એટલે આશ્રવ ભાવથી દૂર થાય છે દૂર રહે છે એક સમય પણ આશ્રવને સ્પર્શ કરતા નથી, તેજ જીવ શાશ્વત અવસ્થાને પ્રાપ્ત થાય છે. હવે તમે પૂછો આત્માને કયો જીવ શાશ્વત અવસ્થાને પામે ? તો જે જીવ સર્વ વિકારી ભાવોથી દૂર રહે છે તે શાશ્વત અવસ્થાને પ્રાપ્ત થાય છે. "તે પરિનિવ્વુડે" તેજ મુક્ત અવસ્થાને જરૂર પામે.

નક્કી કરી લેજો કે દરેક વ્યક્તિએ જન્મ જરા મરણના ભાવથી છૂટવાને માટે જ્ઞાન દર્શન ચારિત્ર મોક્ષ માર્ગ ત્રણેની એકતા તે વ્યવહારે આત્માની પૂર્ણતાના સાધન કહ્યા છે. અને નિશ્ચયથી નિરપેક્ષ આત્મ દ્રવ્ય પોતેજ પોતાની શુધ્ધતાનું કારણ છે.

આમ સમજીને જ્ઞાન દર્શન પૂર્વક પોતાની સ્વરૂપ સ્થિરતાનો અભ્યાસ વારંવાર કરતા રહેવું કારણ કે તે વારં વારં કરાએલો અભ્યાસ વસ્તુ સ્થિતિમાં સ્થિત થઈ જવાનો અચૂક સાચો જ ઉપાય છે. તેને તમો પામો, પામો ને પામો જરૂર પામો. આ અભ્યાસ ચાલુ કર્યા પહેલાં જરૂર પરીક્ષા કરો. પરીક્ષા કરીને હેય, જ્ઞેય અને ઉપાદેય તત્વોને જરૂર ઓળખવા તે બરાબર ઓળખવા.

જો ભાઈ ઉપદેશમાં કોઇ તત્વો હેય, અને કોઇ તત્વો ઉપાદેય હોય છે. અને તેનું વર્ણન આવે છે. હવે આત્માની

સંવર નિર્જરા મોક્ષરૂપ નિર્મળ પર્યાય તે ઉપાદેય તત્વો છે. તથા મિથ્યાત્વ, આશ્રવ, કષાય, વિકારી ભુંડા ભાવો, બંધભાવો તે હેય તત્વો છે. હવે વ્યવહારમાં સાચા દેવ ગુરૂ શાસ્ત્ર ઉપાદેય છે. અને કુદેવ કુગુરૂ કુશાસ્ત્ર હોય છે. હવે નિશ્ચયથી તો પોતાનો શુધ્ધ આત્મા એકજ ઉપાદેય છે.

અને જીવ અજીવાદિ નવ તત્વો, ચાર પ્રમાણ, નય, નિક્ષેપ, બધાય જાણવા યોગ્ય તત્વો છે. આમ નવ તત્વોમાં હેય, જ્ઞેય, ઉપાદેય, તત્વોની બરાબર પરીક્ષા કરીને તમારે તમારાં જ્ઞાનમાં નક્કી બરાબર કરવું જોઈએ. હવે ઉપદેશમાં કોઇ ઉપાદેય તત્વ કોઇ હેય તત્વ નિરૂપવામાં આવે છે. ત્યાં ઉપાદેય હેય તત્વની પરીક્ષા તો તમારે આત્માના કલ્યાણના માટે તમારી જાતે પુરૂષાર્થ ઉપાડીને પરીક્ષા તો કરી લેવીજ જોશે કારણ કે અન્યથા થતાં ( આ તત્વ અમારા ભગવાન છે. અને ભગવાનનો નકાર તે અમારે પાલવે તેમ નથી ) નથી. અન્યથા થતાં પોતાનું બુરૂં થાય છે. સમજો સમજવા જેવી વાત છે. અર્થાત્ તે ઉપાદેય ને હેય, અને હેય ને ઉપાદેય માની લે તો બુરૂં થાય છે.

હવે કોઇ અહીંઆ એમ પુછે છે કે મહારાજ પોતે પરીક્ષા ન કરે અને જીવ વચનના કહ્યા પ્રમાણે હેય ને હેય અને ઉપાદેયને ઉપાદેય માને તો શું વાંધો ? તો તેનો ઉત્તર

ભાઈ અર્થના ભાવ ભાષ્ય, વિના વચનનો અભિપ્રાય ઓળખાયજ નહિ. છતાં પોતે તો માનીને જ બેઠો છે કે હું જીન વચન અનુસાર માનું છું. ધીરો તો થા. ભાઇ, ભાવ

શ્રધ્ધા વિના અન્યથાપણું થઈ જાય છે. તત્વનો જેવો ભાવ છે તેવીજ શ્રધ્ધા કરવી તે તત્વાર્થ શ્રધ્ધા જ છે. હવે પ્રયોજન ભૂત તત્વોનું જેવું સ્વરૂપ છે તેવું સ્વરૂપ ઓળખ્યા વિના યથાર્થ શ્રધ્ધા થાય જ નહિ. હવે પ્રયોજન ભૂત તત્વોની તો બરાબર પરીક્ષા કરીને શ્રધ્ધાન કરે અને કોઈ સુક્ષ્મ તત્વોની પરીક્ષા કરીને જીનેશ્વરદેવે કહ્યા પ્રમાણે માની લે કે નિશ્ચયથી છ દ્રવ્યો જીવ ધર્મ, અધર્મ, આદિ અને તે છએ સર્વ દ્રવ્યોની સર્વ પર્યાયોનેજ સર્વજ્ઞના આગમ અનુસાર જાણે છે. શ્રધ્ધાન કરે છે તે શુધ્ધ સમ્યક્ દ્રષ્ટી જરૂર થાય છે તથા જે તે પ્રમાણે શ્રધ્ધા નથી કરતો ને તેમાં શંકાને સંદેહ કર્યા જ કરે છે તે સર્વજ્ઞના આગમથી પ્રતિકુળ છે પ્રગટપણે મિથ્યા દ્રષ્ટી છે.

હવે આગળ વધો; પ્રયોજન ભૂત ઉપાદેય તત્વોની પરીક્ષા કરીને બરોબર નિર્ણય જરૂર કરવો. જે જીવ જ્ઞાના વરણીયના વિશેષ ક્ષયોપશમ વિના તથા વિશિષ્ટ ગુણના સંયોગ વિના સૂક્ષ્મ તત્વાર્થને જાણી શકતો નથી તે જીવ જીનવચનમાં આ પ્રમાણે કહેલું છે. એવું શ્રધ્ધાન કરે કે હું જીતેંદ્રદેવે જે સૂક્ષ્મ તત્વ કહેલું છે તે બધુંએ ભલા પ્રકારથી હું ઈષ્ટ કરૂં છું સંમત કરૂં છું એ પ્રમાણે પણ તે શ્રધ્ધાન થાય છે. એટલે સામાન્ય પ્રમાણે તો તત્વનો નિર્ણય તો પોતે કર્યો છે પણ વિશેષ ક્ષયોપશમ જ્ઞાન નથી, તેથી સૂક્ષ્મ તત્વોને જાણી શકતો નથી તો તે સર્વજ્ઞની આજ્ઞાને જાણે છે. ચાર જ્ઞાનના ધણી ગૌતમ પ્રભુ પણ ભગવાનના સુક્ષ્મ

તત્ત્વોને ન જાણે ત્યારે તે કહે છે કે,

ગાથા-"तमेव सच्चं निसंकं जं जिणेहिं पवेइयं"

પણ મુળભૂત તત્ત્વોનો નિર્ણય ન કરે તો તેને યથાર્થ પ્રતીતિ થઇ નથી, અને થવાની પણ નથી માટે અહીં કહે છે કે તત્ત્વાર્થનો ભાવ પોતાનામા ભાસ્યા વિના કેવળી ભગવાનનો તેમજ પોતાના માથાના મુગુટ ગુરૂદેવનો યથાર્થ અનુભવ સમજાય નહિ અને પોતે પરીક્ષાથી ઓળખ્યા વિના અન્યથા પ્રતીતિ થઇ જાય છે.

ન્યાય-લોકમાં પણ કોઇ માણસને કામ માટે મોકલ્યો હોય, પણ ત્યાં તે માણુસ તેનો ભાવ ન સમજ્યો હોય તો તે માણુસ ભુલ કરે છે. અને એકને બદલે બીજું લાવે છે અને 'હીરો ઘોઘે જઇ આવ્યો ને ડેલે હાથ દઈ આવ્યો' એના જેવું કરે છે. ન્યાય-એકવાર હીરાના મા બાપ રાત્રે વાત કરતાં હતાં કે કાલ સવારે હીરાને ઘોઘે મોકલવો છે. આ વાત હીરો સાંભળી ગયો અને સવારના વેલો ઉઠીને ઘોઘે જઇ આવ્યો. તેના મા બાપે તેને પુછ્યું હીરા ક્યાં જઇ આવ્યો? હીરો કહે તમે રાત્રે કહેતા હતા તેથી હું ઘોઘે જઇ આવ્યો. મા બાપે કહ્યું જે કામે તને મોકલવો હતો તે વાત તેં જાણી નહિ ને એમના એમ ઘોઘે જઈ આવ્યો? તેમ ભગવાન-ગુરૂદેવે આમ કહ્યું છે. આખા આગમમાં કહ્યું છે. એમ પરીક્ષા કર્યા વિના માને અને પોતે તેનું પ્રયોજન જાણે નહિ તો લાભ થાય નહિ. જાણવાની ના નથી પણ બરાબર સમજો. હેય ને ઉપાદેય

દ્રવ્ય, નવતત્ત્વ, છ દ્રવ્ય, નય, નિક્ષેપ, પ્રમાણ સપ્તભંગી, ચૌભંગી આદિ જાણવા અને ત્યાગવા યોગ્ય મિથ્યાત્વ રાગાદિભાવો વિકારીભાવો છે અને ગ્રહણ કરવા યોગ્ય સ. દર્શનાદિક એ સ્વરુપ બરાબર જાણવું. તથા નિમિત્ત નૈમિત્તિક આદિને બરાબર ઓળખો. ઉપાદાન નિમિત્ત, ઉપાદેય અને નિમિત્ત વગેરેને સમજો. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે કારણ કાર્યને યથાર્થપણે જાણો, જે જીવ કાર્યકારણને યથાર્થપણે જાણે તેણે સર્વ જાણ્યું. આ સર્વે તત્ત્વો આ મોક્ષ માર્ગની પ્રવૃતિને માટે હેતુથી, નયથી, પ્રમાણથી, આગમથી, ગુરૂની વાણીથી, બરાબર જાણવાજ જોશે તથા જો વિશેષ ક્ષયોપશમ હોય તો નિર્દેશ સ્વામિત્વ સત્ત સંખ્યાદિ વડે જાણવા.

તત્ત્વોનો નિર્ણય કરવો. અર્થાત્ જેવી બુધ્ધિ હોય, અને જેવું નિમિત્ત બને તે પ્રમાણે સામાન્ય વિશેષપણે તત્વોને ઓળખવા જોઇએ. એમ અહીં દ્રવ્યાનુયોગને પ્રધાન કહ્યો છે. વળી તે તત્ત્વોને વિશેષ જાણવાના ઉપકારીને કરણાનુ-યોગ વળી તે તત્વોને વિશેષ જાણવાના ઉપકારીને તથા ધર્માત્મા પુરૂષોના મહાવીર ધન્ના અણગાર આદિના જીવન ચારિત્ર જાણવા કહ્યું છે. ધર્મકથાનુયોગ તથા વૃતાદિ યમ નિયમ જપ તપ તે ચરણાનુયોગને પણ જાણવાનુ કહ્યું છે. તથા જ્યાં ન સમજાય ત્યાં આજ્ઞા પ્રમાણે જાણુ. આ રીતે તેને જાણવાને માટે વિચાર શાસ્ત્ર સ્વાધ્યાય આદિ કરવાજ પડશે.

પોતાનું કાર્ય સ. દર્શન કરવાનું છે. જેને ઉમંગ છે, હોંશ છે, પ્રમાદ નથી તે અંતરંગ પ્રીતિ પ્રતીતિ શ્રધ્ધા ન થાય ત્યાં સુધી તેના અભ્યાસમાં પ્રવૃત રહે આમ અનંતા જ્ઞાનીઓની આજ્ઞા છે. હવે તે આજ્ઞા મુજબ પોતાનું કાર્ય સ. દર્શન ન થાય ત્યાં સુધી પ્રવૃતિ કરવાનીજ છે. આ આજ્ઞાને ઉપદેશને ભૂલશો નહિ, પણ પોતાના કાર્યને માટે પ્રવૃત રહેવાનુંજ છે. અને તે જરૂર સ. દર્શન પામી જશે. આમ સાપેક્ષ અને નિરપેક્ષ બંનેને જેમ છે તેમ સમજીને જે જીવ વર્તશે તે જીવ પોતાની સિધ્ધિને અવશ્યમેવ જરૂર પામશે.

---

## વ્યાખ્યાન ૬

### સં. ૨૦૧૫ના માગશર વદ.૧.ને શુક્રવાર
### તા..૨૬-૧૨-૫૮

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાત. અહી ઠાણાંગ સૂત્રની વાત ચાલે છે "एगे आया एगे नाणे एगे चरित्ते" સમ્યક્ ચારિત્ર વિના કોઇનો મોક્ષ થયો નથી થવાનો નથી ને થશે પણ નહિ. સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર તે વ્યવહાર ચારિત્ર છે અને નિશ્ચયથી તો પોતાનો આત્મા જ છે. એગે ચરિત્તે, એગે આયા એગે નાણે તે નિરપેક્ષ ચારિત્ર છે.

તત્ત્વો કયા કયા છે તેનો બરાબર નિર્ણય કરીને ઓળખવા જોઇએ. મ્હારા મહાવીરે અને મહાવીરના પગલે ચાલનારા સંત મહાત્માઓએ કહ્યું છે એ પ્રમાણે પોતાના જ્ઞાનમાં બરાબર નિર્ણય ન થાય ત્યાં સુધી બરાબર પરીક્ષા કરીને પોતાની ભૂલ પોતે જરૂર શોધે.

હવે તે પ્રમાણે પોતપોતાના જ્ઞાનમાં બરાબર નિર્ણય ન થાય ત્યાં સુધી પોતાની ભૂલ પર્યાયમાં કયાં છે? કયા કારણે થાય છે તેનો સત્ય નિર્ણય કરે. ગમે તેવા દેવ, ગમે તેવા ગુરૂ, ગમે તેવા શાસ્ત્રને માની ન લે. જીવ વચન અને પોતાની પરીક્ષા બન્નેની જ્યારે સમાનતા થાય ત્યારે જાણવું કે સત્ય પરીક્ષા થઈ છે. જ્યાં સુધી તેમ ન થાય ત્યાં સુધી તે પોતાની ભૂલને શોધે છે.

ન્યાય-જેમ લેખાં ગણે છે અને તેની વિધિ (તાળો) મળતી નથી ત્યાં સુધી તે પોતાની ભૂલ શોધે છે તેમ આ પણ પોતાની પરીક્ષામાં વિચાર કર્યાજ કરે છે તથા જે જ્ઞેય તત્ત્વ છે તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે તેની પણ પરીક્ષા થઇ શકે તો કરે, નહી તો અનુમાન કરે. તમે આ પ્રમાણે કર્યું છે?

તે કેવી રીતે કરે કે જેણે હેય તત્ત્વ પણ અન્યથા નથી: કહ્યા તો જ્ઞેય તત્વો અન્યથા શા માટે કહે? જેમ કોઇ પ્રયોજન ભૂત કાર્યમાં જુઠું ન બોલે તો પછી એ પ્રયોજન ભૂતકાર્યમાં જુઠું શા મા માટે બોલે? ત્રણ કાળ. ગણ લોકમાં ન બોલે. માટે જ્ઞેય. તત્ત્વોનું સ્વરૂપ પરીક્ષા વડે તથા જ્ઞાનીઓની આજ્ઞા વડે પ્રમાણ કરવું. હવે જૈન

શાસનમાં જીવાદિ તત્ત્વો, નવતત્ત્વો, ગુરૂને શાસ્ત્રનું તો ખાસ નિરૂપણ કર્યું છે તે તો હેતુથી.

ગાથા– अभिगते जीवाजीवे" યુક્તિથી આગમથી તું પોતે નિર્ણય કરવા ધારે તો જરૂર કરી શકે છે. તેને તો જરૂર પરીક્ષાથી ઓળખવા જોઇએ.

ત્રિલોક ગુણસ્થાનક માર્ગણા સ્થાનક આદિનું વર્ણન પરીક્ષા થાય તો કરીને નહિતર જીનેશ્વર ભગવાનની આજ્ઞાએ તહેત પ્રમાણ કર. જ્યાં બધાય સૂક્ષ્મ તત્ત્વોની પરીક્ષા ન થઈ શકે ત્યાં તો જીનેશ્વરની આજ્ઞા પ્રમાણે માની લેવું જોઇએ.

લોકો પ્રશ્ન કરે છે કે ભગવાને અમને સમજાય તેવું કેમ ન કહ્યું ? પ્રશ્ન કરનારને અહીં કહીએ છીએ કે ભાઈ, ભગવાને મુનિવરોએ સંત મહાત્માઓએ સમજાય તેવું કહ્યું છે પણ તેની પરીક્ષા કરવામાં વખત લીધો નથી; દરકાર કરી નથી. હેતુ યુકિત આદિ વડે નિર્ણય કરવાને તું હજીએ ઉપયોગને લગાવતો નથી. માટે તને બાપલા ભાઈલા સમજાતું નથી. ન સમજાય એવું અમે કહ્યું જ નથી. ને કહેવાના પણ નથી કારણ અમે નવરા કોઠા નથી કે તમને કહીએ. પણ આ ભવ્ય જીવો સમજે તેવા છે માટેજ અમે કહીએ છીએ. હવે હેતુ યુક્તિથી આદિથી અનુમાનથી સમજાય તેવુંજ કથન કર્યું છે. પણ સમજવાનો પ્રયાસ કરે તેનેજ સમજાય અવશ્ય સમજાય પણ સમજવાનો પ્રયાસ ન કરે તેને ન સમજાય. અવશ્ય જાણવા યોગ્ય તત્ત્વો જીવાદિ

દ્રવ્ય, નવતત્ત્વ, છ દ્રવ્ય, નય, નિક્ષેપ, પ્રમાણ સપ્તભંગી, ચૌભંગી આદિ જાણવા અને ત્યાગવા યોગ્ય મિથ્યાત્વ રાગાદિભાવો વિકારીભાવો છે અને ગ્રહણ કરવા યોગ્ય સ. દર્શનાદિક એ સ્વરુપ બરાબર જાણવું. તથા નિમિત્ત નૈમિત્તિક આદિને બરાબર ઓળખો. ઉપાદાન નિમિત્ત, ઉપાદેય અને નિમિત્ત વગેરેને સમજો. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે કારણ કાર્યને યથાર્થપણે જાણો, જે જીવ કાર્યકારણને યથાર્થપણે જાણે તેણે સર્વ જાણ્યું. આ સર્વે તત્ત્વો આ મોક્ષ માર્ગની પ્રવૃતિને માટે હેતુથી, નયથી, પ્રમાણુથી, આગમથી, ગુરૂની વાણીથી, બરાબર જાણવાજ જોશે તથા જો વિશેષ ક્ષયોપશમ હોય તો નિર્દેશ સ્વામિત્વ સત્ત સંખ્યાદિ વડે જાણવા.

તત્ત્વોનો નિર્ણય કરવો. અર્થાત્ જેવી બુધ્ધિ હોય, અને જેવું નિમિત્ત બને તે પ્રમાણે સામાન્ય વિશેષપણે તત્વોને ઓળખવા જોઇએ. એમ અહીં દ્રવ્યાનુયોગને પ્રધાન કહ્યો છે. વળી તે તત્ત્વોને વિશેષ જાણવાના ઉપકારીને કરણાનુ-યોગ વળી તે તત્વોને વિશેષ જાણવાના ઉપકારીને તથા ધર્માત્મા પુરૂષોના મહાવીર ધન્ના અણગાર આદિના જીવન ચારિત્ર જાણવા કહ્યું છે. ધર્મકથાનુયોગ તથા વૃતાદિ યમ નિયમ જપ તપ તે ચરણાનુયોગને પણ જાણવાનું કહ્યું છે. તથા જ્યાં ન સમજાય ત્યાં આજ્ઞા પ્રમાણે જાણ. આ રીતે તેને જાણવાને માટે વિચાર શાસ્ત્ર સ્વાધ્યાય આદિ કરવાજ પડશે.

પોતાનું કાર્ય સ. દર્શન કરવાનું છે. જેને ઉમંગ છે, હોંશ છે, પ્રમાદ નથી તે અંતરંગ પ્રીતિ પ્રતીતિ શ્રધ્ધા ન થાય ત્યાં સુધી તેના અભ્યાસમાં પ્રવૃત રહે આમ અનંતા જ્ઞાનીઓની આજ્ઞા છે. હવે તે આજ્ઞા મુજબ પોતાનું કાર્ય સ. દર્શન ન થાય ત્યા સુધી પ્રવૃતિ કરવાનીજ છે. આ આજ્ઞાને ઉપદેશને ભૂલશો નહિ, પણ પોતાના કાર્યને માટે પ્રવૃત રહેવાનુંજ છે. અને તે જરૂર સ. દર્શન પામી જશે. આમ સાપેક્ષ અને નિરપેક્ષ બંનેને જેમ છે તેમ સમજીને જે જીવ વર્તશે તે જીવ પોતાની સિધ્ધિને અવશ્યમેવ જરૂર પામશે.

---

## વ્યાખ્યાન ૬

## સં. ૨૦૧૫ના માગશર વદ.૧.ને શુક્રવાર તા..૨૬-૧૨-૫૮

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહી ઠાણાંગ સૂત્રની વાત ચાલે છે "एगे आया एगे नाणे ऐगे चरित्ते" સમ્યક્ ચારિત્ર વિના કોઇનો મોક્ષ થયો નથી થવાનો નથી ને થશે પણ નહિ. સમ્યક્ જ્ઞાન, દર્શન, ચારિત્ર તે વ્યવહાર ચારિત્ર છે અને નિશ્ચયથી તો પોતાનો આત્મા જ છે. એગે ચરિત્તે, એગે આયા એગે નાણે તે નિરપેક્ષ ચારિત્ર છે.

જે જીવોએ સ. જ્ઞાન દર્શન ચારિત્રપૂર્વક સ. ચારિત્રની આરાધના કરી સ્વરૂપને પામીને કોઇ એકભવે કોઈ બે ભવે કોઇ તેજ ભવે મુકિતને પામે છે. સાપેક્ષ નિરપેક્ષ એમ બન્નેને સમજીને નિરપેક્ષ સાપેક્ષ ચારિત્રની વાત ભગવાને કેવળ જ્ઞાનમાં જોઇને કરી છે. તે પ્રમાણે જીવ જો સ. દર્શન જ્ઞાન ચારિત્રની આરાધના કરે તો જરૂર નિરપેક્ષ ચારિત્રને પામે છે. આ સંસારમાં અનાદિકાળથી પરિભ્રમણ કરતાં જીવોને મનુષ્યપણું મળવું બહુજ દુર્લભ છે. અતિ દુર્લભ છે ગાથા—

दुल्लहे खलु माणुस्से भवे चिरकालेण वि सव्व पाणिणं

આ રાગ દ્વેષ મોહ રૂપી સંસારમાં આજકાલથી નહિ પણ અનંત કાળથી ચાર ગતિમાં ભમતાં જીવોને મનુષ્યપણું મળવું મહાન દુર્લભ છે. ને તે મનુષ્યપણામાં પણ જે મોક્ષને પહોંચાડે. આધિ વ્યાધિના પરિણામથી બચાવે એવું ચૈતન્યનું જ્ઞાન દર્શન ચારિત્રની વાતનું શ્રવણ સંવર, નિર્જરા મોક્ષ તત્વ, આદિનું શ્રવણ મહાન દુર્લભ છે.

છતાં પણ મનુષ્યપણું નર્કના અવતાર અનંતવાર કર્યા અને સ્વર્ગના અવતાર પણ નર્કથી અનંત ગણા કર્યા. હવે તે સ્વર્ગના અવતાર કરતાં પણ મનુષ્યપણું જગતને દુર્લભ છે, છતાં પણ મનુષ્યપણું પણ અનંતવાર જીવ પામી ચુકયો છે પરંતુ મનુષ્યપણામાં આત્માની સાચી ઓળખાણ પણ બહુજ દુર્લભ છે. જીવોને બોધી બહુજ દુર્લભ છે.

તથા શાસ્ત્રોમા બાર પ્રકારની ભાવના મૂકી છે તેમાં

બોધી દુર્લભ ભાવના પણ મૂકી છે. અશરણ એકત્વ દુર્લભ ભાવના નથી કહ્યું પણ બોધી દુર્લભ ભાવના વર્ણવી છે. બોધિ દુર્લભ ભાવના ચિંતવી સ્વર્ગના દેવો પણ એવી ભાવના કરે છે કે અમે હવે મનુષ્ય અવતાર પામીને અને મુનિ થઇને એગે ચરિત્તે નું સ્વરૂપ જેમ છે તેમ અમે અમારા જ્ઞાનમાં બરાબર સમજી સાચા સંત મુનિ થઈ જઇએ. સ. દર્શન જ્ઞાનવાળા, ચારિત્રવાળા મુનિ થઇને આત્માના આનંદમાં ક્યારે લીન થઇ જઇએ ? દેવો પણ આત્માની લીનતાને ઇચ્છે છે ને તે સ. જ્ઞાનદર્શન વિના સ્વરૂપમાં લીનતા થઈ શકતી નથી. જુઓ દેવો પણ આવી ભાવના ભાવે છે.

આત્માના આનંદની પ્રાપ્તી થાય તેની મુક્તિ છે. જ્યાં સુધી આત્માના આનંદની પ્રાપ્તિ નથી ત્યાં સુધી મુક્તિ કરોડો ગાઉ દૂર છે. જ્ઞાનદર્શન ચારિત્ર એજ મુક્તિનું વ્યવહારથી કારણ છે અને નિશ્ચયથી તો એક નિરપેક્ષ ચારિત્ર "એગે આયા" પોતાનો આત્માજ કારણ છે. પ્રભુ મહાવીર દેવ કહે છે કે હે જીવ ! તારા આત્મામાં આત્મા દ્રવ્યકર્મ ભાવકર્મ નોકર્મ મન વાણી દેહથી ભિન્ન "એગે નાણે" જ્ઞાન સ્વરૂપજ છે. જ્યારે પૂછો ત્યારે તારો આત્મા એક જ્ઞાનસ્વરૂપજ છે તેને તું તારા હિતને માટે એકવાર તો જાણ.

હવે આ ચૈતન્ય સ્વરૂપ આત્મા દરેકે દરેક પ્રાણીના દેહમાં સ્થિત છે પરંતુ અંધકારથી અંધ થયેલા લોકો તેને

જાણુતા નથી ("અંધકાર અજ્ઞાનસમ ભાસે- જ્ઞાનપ્રકાશ") અને બહારમાં રમે છે. જ્યાં સુધી અંતરમાં રમે તો બ્હારથી ભમવું મટી જાય અને આનંદને માણે. જુઓ તો ખરા જગતમાં આ ચૈતન્ય હીરોજ ઉત્તમમાં ઉત્તમ ચીજ છે "એગે આયા"

ગાથા-

અલખ નિરંજન ચૈતન્ય જ્યોતિ સંતો તેનું ધ્યાન ધરો,
આ કાયામાં આતમ હીરો ભૂલી ક્યાં ભવમાંહી ભમો.

સમજો બરાબર સમજો, સ્વમાં રમો તો બહારથી ભમવું જરુર મટી જાય. લોકો બહારમાં સુખ માને છે પણ બહારમાં સુખ હોય તો હરામ છે ભાઈ તેમાં સુખ નથી.

ન્યાય- એક પંડિત કરોડોની કિંમતનો કોહીનુર હીરો જોવા ગયો. ત્યાં તેણે કોહીનુર હીરો ચારે બાજુથી જોયાજ કર્યો ત્યારે તેને કોઇએ પૂછ્યું કેમ પંડિત કેવો હીરો ? ત્યારે પંઢિતે તેને જવાબ આપ્યો. ભાઇ હીરો કિંમતી તો ખરો પણ જો આ આંખ ન હોય તો હીરાને કોણ દેખે ? હીરાને તો આંખ દેખે છે તેથી તો ખરી કીંમત તો આંખની છે એ તો એક ન્યાય છે.

તેમ આ આત્મા આખાય જગતનો જાણુનારો ચૈતન્ય હીરોજ છે. રાગ દ્વેષ મોહ ઉંચી ગતી અધોગતી આદિ સર્વ લોકાલોકને જાણુનાર હીરો છે. હવે જો તે ન હોય તો જગતના અસ્તિત્વને કોણ જાણે ? માટે જગતમાં સહુથી ઉત્તમમાં ઉત્તમ ચૈતન્ય હીરોજ છે તે રત્ન છે. જ્ઞાન દર્શન

ચારિત્ર આહિં ચૈતન્ય હીરોજ છે. જો ભાઇ આ શરીરની એક આંખ કરોડો રુપીઆ આપતા મળતી નથી પણ જો અંદર ચૈતન્ય ન હોય તો આ આંખ, નાક, કાન આદિ પાંચે ઇન્દ્રિય શું કામની છે ?

માટે ચૈતન્ય તત્વજ જગતમાં ઉત્તમ છે. જુઓ આ સંત વીતરાગી પુરુષજ આ ચૈતન્યના વખાણુ કરે છે ત્યાં જીવો પ્રેમથી સાંભળે છે. પણુ ચૈતન્ય તત્ત્વનો પ્રેમ તેણે કદી પ્રગટ કર્યો નથી. જગતને તો બહારના વિષયોનોજ રસ છે. ઘણોજ રસ છે. પણ અંતરના ચૈતન્ય તત્ત્વોનો પ્રેમ નથી. રસ નથી.

જો આત્માનો પ્રેમ કરે તો તેમાં અતીન્દ્રિય આનંદ ભરચક ભર્યો પડયો છે મનાત્તીત વચનાત્તીત, અતીન્દ્રિય આનંદ ભર્યો છે. તેનો સ્વાદ તને તારી જાતે આવે તો જે સ્વાદનું જોર છે તે તારા જ્ઞાનદર્શન ચારિત્રનું જોર છે. અને તે જોરથી તને તારા પોતાના સ્વધામે, મોક્ષ લઇ જશે. સમજવાની વાત છે જગતને જરા રાજસત્તાની બીરૂદ મળે ત્યાં તો રાજી રાજી થઇ જાય. પણુ આ ચૈતન્ય રત્નનું બીરૂદ ભગવાને આપ્યું છે તેને જીવ હજીએ ઓળખતો જ નથી.

"એગે આયા" એગે નાણે, એગે ચરિત્તે" આજ તારૂં સાચુ ધન છે સાત પેઢીના જો કોઇ વખાણુ કરે તો પોરસ ચડે પણુ અહીં સર્વજ્ઞદેવ ભગવત જેવોજ તારો આત્મા છે તેવોજ બતાવે છે. સ્વભાવે તો આવોજ છે. ગાથા—

ચૈતન્યરૂપ અનોપમ મૂર્તિ સિધ્ધ સમાન સદા પદ મેરો,
મોહ મહાતમ આતમ અંગ કર્યો પરસંગ મહાતમ ઘેરો.
જ્ઞાન કળા ઉપજી અબ મોહી કહુ ગુણુ આગમ નાટક કેરો,
જાસુ પ્રસાદ સધ્ધે શીવ મારગ વેગે મીટે ભવ વાસ સેરો.

અનાદિ કાળના ભવના વાસમાં વસવાના ભાવ બધાયે મટી જાય. સંતો એમ સંભળાવે છે. એ સાંભળતા જીવનો પોરસ કાં નથી ચડતો ? એક વખત પોરસ ચડી જાય તો બેડો પાર થઇ જાય. મુક્તિને પામી જાય. સંતો સંભળાવે છે તે સાંભળીને પોરસ ચડવો જોઇએ. આત્માનો જેને પ્રેમ હોય તેને તેની વાત સાંભળતાંજ આનંદ આવે. અરે ! અંતરથી આનદ આવે અને આખો આત્મા ઉછળી જાય. એવો પોરસ કરે કે તેનો અનુભવ તે જરૂર કરે. એ જે આત્માનો અનુભવ તે જ્ઞાન દર્શન ચારિત્રની સ્થિરતા અને તે સ્થિરતા આત્માનું સિદ્ધિનું કાર્ય કરે. મોક્ષનું કારણુ છે. નિશ્ચયથી મોક્ષનું કારણુ આત્મા છે.

ભાઇ આતો ધર્મ કથા છે. તારા આત્માને ધર્મની એટલે કે સુખની પ્રાપ્તિ કેમ થાય ? તેનીજ આ વાત છે. ભાઇ, તારો આનંદ બ્હારમા નથી. હવે તારો આનંદ સ્ત્રી, પૈસા, શરીર, બગલા, વાડી, બાગ બગીચા કે કુટુંબ પરિવાર કે મનમા પણ નથી. અરે ! એટલું તો નહિ પણુ અદરની જે સુખ વૃત્તિનું જે ઉત્થાન થાય છે તેમાં પણુ તારો આનદ નથી. ભાઇ ! તારો આનદ તો તારા પોતાના એકત્વ સ્વરૂપમાંજ છે. હવે તારા આનંદની આ વાર્તા જરા

પ્રસન્ન થઇને હોંશથી સાંભળ. તારા આત્માના જ્ઞાનની, તારા આત્માના ચારિત્રની વાત સાંભળ. તારા આત્માનો દુઃખથી ઉદ્ધાર કરે તેવા ધર્મની આ વાત તો સાંભળ; એકાગ્ર ચિતે સાંભળ. અંતરમાં ઉતાર. સ્વરૂપમાં ઠર. જરૂર તારો ઉધ્ધાર થશે. એકવાર સાંભળ તો ખરો. અંતરમાંજ જ્ઞાન દર્શન ચારિત્ર સ્થિરતા સ્વરૂપ પરિણુતિ બધુંએ અંદરમાં છે.

ગાથા—હું કોણુ છું કયાંથી થયો? શું સ્વરૂપ છે મારૂં ખરૂં,
કોના સંબંધે આ વર્ગણા છે રાખું કે એ પરિહરૂં.

આ આત્માને શીઘ્ર પણે ઓળખો અને જેણે ઓળખ્યો તેજ વીતરાગ માર્ગે ચડી ગયા. શાસ્ત્રોમાં ન્યાયો છે મૃગાપુત્રને ઘણી રાણીઓ છે રાજકુમાર છે. ફૂલની સેજામાં સુનારા છે. એક વખત તે ઝરૂખામાં ઉભા છે ત્યારે ત્યાંથી સંત મુનિ નીકળે છે. તેના ઉપર મેષાન મેષ દ્રષ્ટિ પડે છે અને અંતરંગમાં વિચારે ચડે છે કે આવું મુનિપણું મેં કયાંય જોયું છે મેં લીધું છે એમ અંતરમાં ઉંડે ઉતરતા પોતે પોતાના સ્વરૂપમા સ્થિત થઇ જાય છે. અને સ. દર્શન સહિત જાતિ સ્મરણ જ્ઞાન પામી જાય છે નિર્વિકલ્પ દશાને પામે છે. **जाई सरणे समुप्पन्ने.**

આ મૃગાપુત્રને જાતિસ્મરણ જ્ઞાન આત્મા અનુભવ સહિતનું છે. અને તેથી તેમને આ અસાર સંસાર ઉપર વૈરાગ્ય આવી જાય છે. વૈરાગ્ય ત્રણ પ્રકારના છે. ઠાણુંગ સૂત્રના ત્રીજે ઠાણે છે. જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય, મોહ ગર્ભિત અને દુઃખગર્ભિત વૈરાગ્યના પ્રકારો વર્ણુવ્યા છે. તેમાં આ

મૃગાપુત્રને જ્ઞાન ગર્ભિત વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે, અને તેથી તેને આ દુઃખદાયક દુઃખફલક પરંપરાએ પણ દુઃખદાયક એવા સંસાર પ્રત્યે સ. જ્ઞાન દર્શન પૂર્વક વૈરાગ્ય આવી ગયો. પોતે રાજપુત્ર છે. હીરા માણેકના પલંગમાં પોઢનારા છે (દેવતાઓના ગુરૂઓના) મહેલના હીરા માણેકના તો ભોંયતળીઆ છે. એવા મૃગાપુત્ર પોતાના આત્મસ્વરૂપની સાધના કરવા માટે એટલે સર્વથા નિષ્પાપમય મુનિ જીવનની રજા માગતા એવા તે મૃગાપુત્ર માતાપિતા પ્રત્યે કહે છે.

હે જનેતા ! માતા ! આ શરીર અસુચિમય છે. અસુચિમાંથી ઉત્પન્ન થયું છે. શરીરના ચેન ચાળા રાગ બધોયે છૂટી ગયો છે તેથીજ કહે છે કે આ શરીર સુચિમાંથી ઉત્પન્ન થયું છે અને પોતે પણ અનુસુચિમયજ છે. હે માતા ! આ શરીરમાં કે રાજવૈભવમાં અમારૂ સાચું સુખ નથી માટે તે શરીરની ચેષ્ટાઓને છોડીને રાજવૈભવના સુખને છોડીને અમારૂં સુખ અમારા આત્મામાંજ છે હે માતા ! રજા દે. મારે લેવી છે દીક્ષા. મારે દીક્ષા લેવી છે. માટે રજા દે. હું હવે અશરીરી સિધ્ધ પરમાત્મા થઈ જઈશ. હવે બીજું શરીર ધારણ કરવાનુંજ નથી. નવો ભવ હવે મારે કરવાનોજ નથી. જ્ઞાન દર્શન ચારિત્રના જોરે આ શરીરના ભૂક્કા ઉડાડી દઈશ અને અશરીરી બની સિધ્ધ પદને પામીશ.

હું પુર્ણાનંદ શુધ્ધ સ્વરૂપી આત્માની આરાધના કરીને પૂર્ણ

પદને પ્રાપ્ત કરીશ, હે જનેતા ! વર્તમાન મારા પ્રત્યેના રાગને લઇને તને જરા દુઃખ થશે પણ હું હવે બીજી જનેતા કરવાનો નથી. હું હવે કદી જન્મ કરવાનો નથી. હે માતા ! આ જન્મ મરણમાં આત્માનું સુખ કયાંય નથી. આ મણિરત્ન કે શરીશદ્ધિ કાંઇજ મારૂં નથી. મારૂં તે મારામાં છે મારૂં હોય તે જાય નહિ. રાગ મારો નથી. રાગ ટાળીને વીતરાગ થવું છે. મારો આત્મા એજ મારૂં શરણુ છે. આ અશરણુ સંસારમાં મારે હવે એક ક્ષણુપણુ રહેવું નથી. કોઇપણુ વિભાવ ભાવમાં (રાગ દ્વેષ સંસારમાં ઉઠતી પ્રવૃત્તિ) શરણુ નથી. મારા પોતાના (જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરી) સ્વભાવનું શરણું કરીશ. અને આ તમામ વિભાવ ભાવોનો નાશ કરીશ ને પોતાના ત્રિકાળી સ્વરૂપના ભાનમાં નિશંક થઇને માતા પિતાની અનુમતિ લઇને વીતરાગ માર્ગે ચાલ્યા આવે છે. પ્રભુ મહાવીર પાસે જાય છે. મૃગાપુત્રને મહાવીર પાસે સોંપીને માતા કહે છે.

કહે માવડી સુણુરે જાયા જળ નેણું વરસાઇ,
મુજને છોડી અવર માવડી મત કરજે ભાઇ.

કરી જાઉં કમી ન રહી કાંઇ. જેણે ત્યાગ દીયો સંસાર સમુદ્ર ઉહેલલે આઇ. ભગવાન મહાવીર તેને મુનિદિક્ષા અંગીકાર કરાવે છે. વિતરાગ માર્ગે સ્વરૂપ રમણુતાને સાધીને તેજ ભવે મોક્ષ ગયા.

જો ભાઈ મૃગાપુત્રે સ્વરૂપમાં સુખ, શાંતિ આનંદ જોયો તો તેમાંજ શરણું કર્યું. તેવીજ રીતે એગે આયા, એગે નાણે,

એગે ચરિત્તે, એમ દરેક વસ્તુને બરાબર સમજીને જે જીવ સ. જ્ઞાન સ. દર્શન સ. ચારિત્રની આરાધના કરશે તે જીવ જરૂર મુક્તિને પામશે.

---

## વ્યાખ્યાન નં. ૭

### સ. ૨૦૧૫ માગશર વદ ૨ શનિવાર તા. ૨૭-૧૨-૫૮

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહીં ઠાણુાંગ સિધ્ધાંતની વાત ચાલે છે "એગે આયા" તે નિરપેક્ષ ચારિત્ર એક પ્રકારે છે. ને બીજું સાપેક્ષ છે તે જ્ઞાન, દર્શન ચારિત્ર છે. તેમાં અપેક્ષા આવે છે તે સાપેક્ષ નિરપેક્ષ બન્નેને સમજીને જુઓ. કાલે કહેવાઇ ગયું કે મૃગાપુત્રે સત્ સ્વરૂપમાં શાંતિ ભાળી તેમ અનંત જીવોએ સત્ સ્વરૂપમાં શાંતિ ભાળી. જુઓ મૃગાપુત્રે, કમળાવતી રાણીએ, ઈખુકાર રાજાએ સર્વેએ સત્ સ્વરૂપમાં સુખ શાંતિ અને આનંદ જોયા. ગાથા—

एगोऽहं नत्थि मे कोई नाह मन्नस्स कस्स डावि

આ શરીર તો રજકણોનું બનેલું છે. તેના રજકણે રજકણો છૂટા પડી જવાના છે. આ મનુષ્ય ભવમાંજ મનુષ્યપણામાંજ શીઘ્ર આત્મભાવનું ભાન કરી લેવું એજ યોગ્ય છે. એગે આયા એગે નાણે, એગે ચરિત્તે, તેનું ભાન અને સમજણ કરી લીધા જેવી છે. હે જીવ! ત્રણ લોકમાં જો કોઇ શરણ ભૂત હોય તો એક ધર્મ જ શરણ છે.

સર્વજ્ઞનો ધર્મ સુશર્ણું જાણી આરાધ આરાધ પ્રભાવ આણી,
અનાથ એકાંત સનાથ થાશે એના વિના ન કોઇ બાહ્ય સ્હાશે.

હે જીવ! સર્વજ્ઞના ધર્મ સિવાય નિરપેક્ષ જ્ઞાન, દર્શન, ચારિત્ર એગે આયા એગે ચરિત્તે અને સાપેક્ષ જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના સિવાય કોઇ શરણભૂત નથી. માટે તેજ ધર્મને તેને જાણ, તેની શ્રદ્ધા કર અને આત્મ સ્વરૂપની આરાધન કર. આવો તારો પોતાનોજ આરાધક ભાવ તે તને પોતાને સારભૂત સ્થાને પહોંચાડી આપશે.

આરાધક ભાવનું જીવને ભાન નથી. જ્ઞાન દર્શન આદિ આરાધક ભાવ છે. જ્ઞાનીઓએ સત્ સ્વરૂપમાં સુખ માન્યું, અવ્યાબાધ સુખ ભાળ્યું તો શાંતિ અને આનંદ ભાળ્યો છે અને અનુભવ્યો છે તે સત્ સ્વરૂપનું આરાધન કરી લેવું. તેથી તેના યોગે સત્ સ્વરૂપનું શરણું સ્વીકાર્યું અને તેના શરણે ટકીને જ્ઞાન દર્શન ચારિત્રની ઉત્કૃષ્ઠ આરાધના કરીને એક નહિ પણ અનંતા જીવો સારભૂત સ્થાને પહોંચી ગયા. આ વાત પણ તેની જ છે. આ વાતને પકડે અને અંદરમાં પરિણમે તો જરૂર સારભૂત સ્થાને પહોંચી જવાય. એવા ધર્મની આ વાત છે. તેને અંદરમાંથી ખૂબજ પ્રેમ લાવીને એકવાર સાંભળ તો ખરો "સુણેહિ કિં ન સુણેહ"

સંસારમાંજ આનંદ છે પણ તેને ભૂલીને એકવાર તો નક્કી કરી લે. મારા પોતાના નિરપેક્ષ સ્વરૂપમાંજ જ્ઞાન દર્શન ચારિત્ર શ્રધ્ધા છે, પણ તેને ભૂલીને જીવ અનાદિ-કાળથી બહાર ભટકે છે પણ આ આત્મામાં આનંદ છે,

સુખ છે, શાંતિ છે તેને તો હજી શોધતો નથી. બસો રૂપીઆનો દાગીનો ખોવાયો હોય તો તેની શોધાશોધ કરી મૂકે છે પણ આ આખો ચૈતન્ય ભગવાન અખંડ અભેદ જ્ઞાન દર્શન ચારિત્રમય આ આત્માજ ભૂલાઇ ગયો છે, તેને સમજવાની શોધવાની દરકારજ કરતો નથી.

વહાલો દિકરો રાત્રે ઘેર ન આવે તો તે કયાં ખોવાઈ ગયો હશે તેની ચિંતામાં ચેન પડતુ નથી ને નિરાંતે ઉંઘજ આવતી નથી અને ચેન પડતું નથી તો જેને આત્મા વહાલો હોય તેને તેની પ્રાપ્તિ વિના કયાંઈ ચેન પડે નહિ. અહો ! મારા ચૈતન્યનો અપાર મહીમા સર્વજ્ઞ દેવે મારા ગુરૂદેવે ગાયો છે. અહો ! અહો ! મારા ગુરૂ ભગવાને ગાયો છે, તેને હું કેમ પામું એવી અંતરમાં એની શોધ કર્યાજ કરે. ચેતનનો અપાર મહીમા સર્વજ્ઞ ભગવાને અને અનંતા ભગવંતોએ ગાયો છે. શ્રીમદ કહે છે કે ગાથા—

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શકયા નહિ તે પણ શ્રી ભગવંતજો,
તે સ્વરૂપને અન્ય વાણી તો શું કહે,
અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો,

અહો ! અહો ! આ ચૈતન્યનો અપાર મહીમા તે વાણીથી કહેવાય તેવો નથી તે તો જ્ઞાનથી અનુભવમા આવે છે. આવા પોતાના ચૈતન્ય પદને ઓળખવા માટે તેને ઘણોજ રસ લાગવો જોઇએ. ભાઇ એકવાર તુ આત્માનો રસ થા. અલ્યા રાગ મોહ અને સંસારના રસીઆ એકવાર તો

આત્માનો રસીઓ થા. સંત તો ચૈતન્યના ગાણુા ગાઇને તેનોજ અહીમાં લાવે છે પ્રસિધ્ધ કરે છે.

भक्तामर प्रणत मौलि प्रमाणाम्
उद्योतकं दलित पाप तमो वितानम्
सम्यक प्रणम्य जिन पाद युगं युगादा
वालंबनं भवजले पततां जनानाम्

પણ મૂઢ પામર જીવોને સંસારની તીવ્ર મમતા આડે આત્માનો મહિમા આવતોજ નથી. જુઓ અહીં જ્ઞાનીઓ દ્રષ્ટાંત આપીને સમજાવે છે– બે ભમરા હતા. એક ભમરો સુગંધી ફૂલની સુગંધ લેતો હતો. તેને એમ થયું કે બીજા ભમરાને તે સુગંધી ફૂલ જાઇ, જુઇ, ગુલાબ, કસ્તુરી, કેવડો આદિ દરેક ફૂલ ઉપર લઇ ગયો અને તેના ઉપર બેસાડ્યો અને તેણે બીજા ભમરાને પૂછ્યું ભાઇ! કેવી સરસ સુગંધ આવે છે? ત્યારે બીજા ભમરાએ કહ્યું. ભાઈ! જેવી ત્યાં તેવીજ અહીંયા દુર્ગંધ આવે છે સુગંધ આવતી નથી. ત્યારે પહેલા ભમરાએ વિચાર્યું કે અરે! આનું શું કારણ. તપાસ કરતાં તેને જણાયું કે તેના નાકમાં બે દુર્ગંધની ગોળી ભરીને આવ્યો છે. નાકમાં દુર્ગંધની ગોળી ભરી હોય પછી સુગધનો સ્વાદ કયાંથી આવે? એટલે તેણે પેલા ભમરાને કહ્યું કે ભાઇ ભમરા આ તારા નાકમાં તું દુર્ગંધની ગોળી લઇને બેઠો છું પછી સુગધનો સ્વાદ કયાંથી આવે?

એટલે તેણે તે ભમરાને કહ્યું કે ભાઇ ભમરા આ તારા નાકમાં તું દુગંધની ગોળીલઇને બેઠો છું પછી સુગંધનો

સ્વાદ કયાંથી આવે? એટલે તેણે તે ભમરાને કહ્યું આ દુર્ગંધની ગોળી તું કાઢી નાખ. પછી આ ફૂલનો આનંદ લે. પછી તને જરૂર સુગંધ આવશે. તેમ કોઇ સંત ધર્માત્માઓ બહાર વિષયોની રૂચિ રૂપ દુર્ગંધોને છોડીને [દરેક પાંચ ઇન્દ્રિયોના વિષયની રૂચિને છોડીને] પોતાના જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ સુગંધની રૂચિ કરે અને ચૈતન્યના અત્યંત આનંદનો સ્વાદ લે છે અને બીજા જીવોને પણ સ્વાદ બતાવી રહ્યા છે કે અરે જીવો! કરૂણાથી કહે છે.

તમારા આત્મામાં અતીન્દ્રિય આનંદ ભરચક ભર્યો પડ્યોછે. તેનો સ્વાદ જરૂર લ્યો લ્યો ને લ્યો. ત્યારે વિષયોની તીવ્ર લોલુપતાવાળો બીજા ભમરા જેવા મુઢ જીવ કહે છે કે અમને તો આત્મામાં કયાંય સુખ દેખાતું નથી. અમને તો બાહ્ય વિષયોમાંજ સુખ લાગે છે. ત્યારે તેને જ્ઞાની કહે છે કે ભાઈ ધીરો થા એકવાર બાહ્ય વિષયોની પ્રતીતિને છોડ. અને આત્માના સ્વભાવને પ્રાપ્ત કર. એકવાર પ્રેમ તો કર. એકવાર ચૈતન્ય સ્વભાવનો પ્રેમ કરીને [આ નવ વર્ષના બાળકને પણ સમજાય તેવું કહેવાય છે.] તેમાં તારા આનંદને જરા શોધ તો ખરો. તો જરૂર તને તારા અતીન્દ્રિય આનંદ આવશેજ. મૃગાપુત્ર આનંદ શ્રાવક શ્રેણીક મહારાજા વિગેરેને આવોજ આનંદ આવ્યો હતો.

દ્રષ્ટાંતથી સમજો— જ્ઞાનીઓએ ઘણા ન્યાયો મૂકયા છે પણ જીવ સમજવાનો કામીજ થતો નથી. જેમ તળાવમાં ઉતરવાને માટે તેને આરો શોધે છે રસ્તો શોધે છે. કયાં આનો આરો? કયે રસ્તેથી તળાવમાં ઉતરી શકાય? તેમ

જન્મમરણુનો જેને થાક લાગ્યો હોય તે તેનાથી પાર ઉતરવાનો આરો શોધે કે કોઇ રીતે આ જન્મમરણુનો આરો આવે ? એમ તમે આરાની શોધમાં ખરા ? શોધવાની તૈયારી કે ભાવમાં ખરા ? આથી જેને જન્મ મરણુના દુઃખનો

ગાથા–जम्मं दुखं जरादुखं, रोगाणि मरणाणिय
अहो दुखो हु संसारो जत्थ कीसन्ति जंतुणो

ત્રાસ થાય તેને તેનાથી છૂટવાની ધગશ જાગે તે વારવાર સત્ત સમાગમ કરીને જરૂર તેનો ઉપાય શોધે શોધે ને શોધેજ.

આ રીતે સત્ સમાગમથી વારંવાર વારંવાર પરિચય કરીને આત્મ સ્વભાવની સમજણુ કરવી તે જન્મમરણુથી છૂટવાનો ઉપાય છે. અનાદિકાળથી જીવ સંસારમાં ચાર ગતિ ચોવીસ દંડક, ચોર્યાસી લાખ યોનિમાં પરિભ્રમણુ કરી રહ્યો છે. તેનું કારણુ શું ? તે હવે કેમ છૂટે તેજ સંત વીતરાગી પુરૂષો બતાવે છે તેનું એકજ કારણુ છે. જ્ઞાન દર્શન ચારિત્રનું આરાધન અખંડ અભેદ નિરપેક્ષ તત્વનું આરાધન છે.

આત્મા જ્ઞાનાનંદ, દર્શનાનંદ, ચારિત્ર આનંદમય સ્વરૂપને ભૂલીને બહારમાં દેહ, મન, વચન, વાણી તથા રાગાદિ તે હું છું એવી બહીરાત્મ બુદ્ધિને લીધેજ અજ્ઞાની અનાદિકાળથી સંસાર પરિભ્રમણુ કરી રહ્યો છે. મૃગા પુત્રને જાતિ સ્મરણુ જ્ઞાન થયું તેમાં सुयाणि मे पचमहव्वयाणि.

હવે દેહાદિથી ભિન્ન તથા રાગાદિ દોષોથી પણુ ભિન્ન નિશ્ચય નયે શુધ્ધ જ્ઞાનાનંદ સ્વરૂપજ છું एगे आया एगे चरित्ते ને વ્યવહારે જ્ઞાન દર્શન ચારિત્રમયજ છું આવી

આત્માની ઓળખાણ કરીને અંતરાત્મા થવું તે ભવ ભ્રમણથી છુટવાનો ઉપાય છે. એટલુંજ નહિ પણ હવે તમને પકડીએ ગૃહસ્થપણામાં રહેલો જીવ પણ (જ્ઞાનાનંદ) આત્માનું ભાન શું નક્કી કરી શકે ? જરૂર કરી શકે. આનંદાદિ શ્રાવક આદિને ગૃહસ્થપણામાં જ્ઞાનાનંદ સ્વરૂપનું ભાન હતું. જરૂર અંતરાત્માપણું થઇ શકે છે હજી રાગ દ્વેષ હોવા છતાં (મુનિને પણ જે રાગ દ્વેષ છે તે ગુણનો રાગ છે. ગુણ પ્રત્યેને રાગ છે સંયમી મુનિને સંસારનો રાગ ત્રણ કાળમાં હોતો નથી) મારો આત્મા એગે ચરિત્તે જ્ઞાનાનંદ સ્વરૂપ છે એવું ભાન જરૂર વર્તે છે, થઇ શકે છે.

સમકિતી ધર્માત્મા ચોથે પાંચમે ગુણ સ્થાને હોય એવો સમકિતી ધર્માત્મા જીવ અજીવ આદિ નવે તત્વોને જેમ છે તેમ ભ્રાંતિ રહિત જાણે છે. યથાર્થ પણે જાણે છે. સાવ ટુંકામાં કહું. પકડી લેજો. જરૂર મોક્ષનો આરો આવી જશે. જીવને જીવરૂપે જાણે છે, જીવને દેહરૂપે ન જાણે, દેહમાં ખળભળાટ થાય ત્યારે તેને પોતાનો માને છે પણ ભાઇ આ ખળભળાટ અજીવનો છે દેહનો છે તારો નથી. રાગાદિને રાગરૂપે માયાદિને માયારૂપે જેવું જે રૂપ તેને તે રૂપે જાણે. બીજારૂપે જાણે નહિ.

જેમ છે તેમ બરાબર જાણે છે એ દેહ આદિને અજીવ રૂપેજ જાણે છે. દેહાદિને કે રાગાદિને આત્માનું સ્વરૂપ તે માનતો નથી. રાગાદિનું સ્વરૂપ જેમ છે તેમ તે ગૃહસ્થ જાણે છે માને છે. આત્માનું સ્વરૂપ તો જ્ઞાન દર્શન આનંદ

સ્વરૂપજ છે. દેહ વિગેરે તો અજીવ છે તે અજીવ આ જીવથી ભિન્ન છે રાગ, દ્વેષ, અજ્ઞાન

ગાથા–लोयंसि जाण अहिवाय दुक्खं

બધાય દુઃખનું કારણ છે. દુઃખરૂપ ભાવો છે એટલે કે તે આશ્રવરૂપ બંધરૂપ ભાવો છે. આશ્રવમાં પુણ્ય પાપ બન્ને સમાય છે. શુભ આશ્રવ અશુભ આશ્રવ તે બન્નેથી બંધ થાય છે એમ નવે તત્વો આમાં આવી જાય છે.

હવે સમ્યક્ શ્રધ્ધા જ્ઞાન ચારિત્ર રૂપ ભાવ તે જીવને સુખરૂપ છે ને તે સંવર નિર્જરા મોક્ષનું કારણ છે. આમાં વ્યવહારે હેય બુધ્ધિ અને પુણ્ય ઉપાદેય છે બાકી બધાયે હેય છે. આમાં સુખરૂપ હોય તેને સુખરૂપે જાણે છે દુઃખરૂપને દુઃખરૂપે જાણે છે. સાચું કહું છું સમજો તમારા પુણ્ય હશે તો ખમાખમા કરશે. જરૂર સમજો. બરાબર સમજો. આમ જીવ તત્વ, અજીવ તત્વ, પુણ્ય તત્વ, પાપ તત્વ, આશ્રવ તત્વ, બંધ તત્વ, મોક્ષ તત્વ, નિર્જરા તત્વ આદિ બધાય તત્વોને જેમ છે તેમ જાણીને પોતે પોતાના સ્વભાવમાં ઠરે અને પોતે પોતાના એગે ચરિત્તે એવા પોતાના આત્માને અનુભવે તેવો જીવ પોતાની મોક્ષદશાને પામે.

મોક્ષ એટલે પર્યાયમાં પૂર્ણ શુધ્ધતા. તેનું નિશ્ચય કારણ જ્ઞાન, દર્શન, ચારિત્ર તેની એકતા તે જ છે. આમ સમજીને જે જીવ નિશ્ચય વ્યવહાર બન્નેને સમજીને (ભાઇ કાર્ય કારણ બન્નેને સમજ) જ્ઞાનદર્શન ચારિત્રમયજ છું આવી આત્માની ઓળખાણ કરીને અતરાત્મરૂપ થવું તે ભવ ભ્રમણથી છૂટવાનો ઉપાય છે.

સમજવું તે પોતાનું કામ છે. પોતે પોતાના ભાવે સમજે તેને સમજાય તેમ તનમયતા કેટલી સેવી ? સિદ્ધાંતમાં ગાથા છે.

" सुक्क मूले जहा रुक्खे सिंचमाणा न वड्ढई
एवं कम्माणि न रोहन्ति मोहणिये खयं ठाये"

બીજ બળી જાય તેના ભવના ક્લેશ મટી જાય તો તેમાં બીજ કયું ? કોને કહેવાય ? સિધ્ધાંતની ગાથા છે બીજ વિના અંકુરા નહિ ને અંકુરા વિના બીજ નહિ. બીજ પોતે કાર્યરૂપ પણ છે અને કારણરૂપ પણ પોતે જ છે તેમજ આત્મા કેવી રીતે કારણરૂપ અને કાર્યરૂપ છે તેને બરાબર સમજીને જે જીવ જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરશે તે મુક્તિને પામશે.

---

## વ્યાખ્યાન નં. ૮

### સંવત ૨૦૧૫ માગશર વદી ૩ રવિવાર તા.૨૮-૧૨-૫૮

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિદ્ધાંત. અહિં ઠાણાંગ સિધ્ધાંતની વાત ચાલે છે. પહેલું ઠાણું **એગે ચરિત્તે** આત્મા પણ એક છે. તેનું જ્ઞાન દર્શન ચારિત્ર પણ એકજ છે. અને તે જ્ઞાન. મય છે. તેનું જ્ઞાન દર્શન અને ચારિત્ર નિરપેક્ષ છે. અને પર્યાયમાં વર્તમાન દશામાં જે પ્રગટયું છે તે સાપેક્ષ ચારિત્ર છે. તે કર્મના ક્ષયવાળી અપેક્ષાવાળું છે. જે જ્ઞાન દર્શન ચારિત્ર આદિમાં કર્મના ક્ષય ઉપશમની

અપેક્ષા હોય તેને સાપેક્ષ કહેવાય છે. ને જેમાં કર્મની અપેક્ષા નથી તે નિરપેક્ષ છે. એગે આયા તેમાં જો મીટ માંડે તો જ્ઞાન દર્શન ચારિત્ર પ્રગટે ને તેને આરાધે તો તે જીવ નિરપેક્ષ ચારિત્રને પામી જાય છે.

આવા જ્ઞાન દર્શન ચારિત્રનો ઉપાય પ્રેમથી બતાવે છે સમજાવે છે તેને તમે પણ પ્રેમથી, ઉમળકાથી, હોંસથી, ખંતથી, સમજો. બીજ વિના અંકુરો હોય નહિ અને અંકુરો વિના બીજ પણ હોય નહિ. એનો અર્થ એવો થાય છે કે બીજ પોતે કાર્ય રૂપ અને કારણ રૂપ પણ છે. કાર્ય કારણ ભાવ અભેદ રૂપ છે એજ રીતે અંકુરો પોતે કાર્ય રૂપ છે. અને અંકુરો પોતે કારણ રૂપ પણ છે. સમજો ખુબજ ધ્યાન રાખો. જ્ઞાન દર્શન ચારિત્રની સિધ્ધાંત દ્વારા આ વાત છે. બીજ તે પ્રથમના અંકુરાનું કાર્ય છે, જ્યારે પછી થનારો અકુરો પ્રથમના બીજનું કારણ છે. આ રીતે બીજ તથા અકુરો બન્નેની પણ પરસ્પર કાર્ય કારણ રૂપ પ્રવાહની પરપરા અનાદિથી માનવીજ જોશે.

જો ચારિત્ર અને સમ્યક્ દર્શન પ્રાપ્ત કરવું હોય તો આ શાસ્ત્રની ગાથા માનવીજ જોશે. તે અનાદિની માનવીજ જોશે. જો તે પરંપરાં પ્રવાહ ન મનાય તો બીજ વિના અંકુરો અને અંકુરા વિના બીજ માનવા પડે.

પણ તેમ તો ત્રણ કાળમાં છેજ નહિ. માટે આજ સિધ્ધાંત છે કે બીજ અને અંકુરાની પરંપરા જ્યારે પૂછો ત્યારે અનાદિનીજ છે. હવે બીજ અને અંકુરાની જેમ જન્મ

તથા કર્મ એ બન્નેની પરંપરા ત્રણુ કાળ ગણુ લોકમાં માન્યા વિના ચાલે તેમ છેજ નહિ. તે પણુ અનાદિની છે. જો ભાઇ જન્મ તો દરેકને પ્રત્યક્ષજ છે તે પરોક્ષ નથી કે મારે તમને મનાવવા પ્રયત્ન કરવો પડે. માટે જવાબ આપો કે જન્મ સાથે કર્મથી અને કર્મ સાથે જન્મથી બીજ તથા અંકુરાની માફકજ જન્મ તથા કર્મની પરંપરા અનાદિથી માનવી જોશે કે નહિ ? માનવીજ જોશે.

આત્મા પણુ અનાદિનો અને કર્મ પણુ અનાદિના છે. કર્મ વિના જન્મ નહિ. અને જન્મ વિના કર્મ નહિ. હવે જન્મ તે હવેના કર્મના કારણુરૂપ છે કે પૂર્વે કરેલા કર્મના કારણુ રૂપ છે ?

કર્મને હવેના જન્મના કારણુરૂપ છે. તથા પૂર્વના જન્મના કારણુ રૂપ પણુ છે. પહેલા બીજ અંકુરાના દ્રષ્ટાંત અનુસારે સાવ સાદિ રીતે જો જીવ પોતાના જ્ઞાનમાં સમજવાને માંગે તો જરૂર સમજી શકાય તેમ છે. જન્મ સ્વતંત્ર કર્મપણુ સ્વતંત્ર છે. કર્મપણુ સ્વતંત્ર રીતે હોવાં છતાં પણુ પરસ્પર કાર્ય કારણુ રૂપ છે. જન્મ કારણુ રૂપ છે અને કાર્યરૂપ પણુ છે અને કર્મ કાર્યરૂપ છે. જેમ સ્વતંત્ર કાર્ય કારણુરૂપ છે તેમ પરસ્પર પણુ કાર્ય કારણુરૂપે હોવાથી જન્મ તથા કર્મની પરંપરા અનાદિથી માનવીજ જોશે. હવે બીજ કે અંકુરો ભસ્મીભૂત થયા કે બીજ કે અંકુરો ચવાઇ ગયા.

**ગાથા— नपटे विजे यथाऽत्यंतं न जायते पुण अङ्कुरः**

જો બીજ ચવાઇ ગયા હોય તો પછી તેની પરંપરા ચાલે ખરી ? નહિ. તેમજ જન્મ તથા કર્મ માટે પણુ

બરાબર સમજી લેવું કર્મ ભસ્મીભૂત થાય તો જન્મ થાયજ નહિ અને જન્મ અટકે તો કર્મ બનેજ નહિ. જન્મ કર્મની પરંપરા સૈયા બોલો તો ખરા કે તેને તોડવાને માટે પ્રથમ આવા મનુષ્યપણામાં જીવે શું કરવું જોઇએ? બસ "એગે ચરિત્તે" એક આત્માની સાચી સમજણ કરી લેવીજ પડશે. સાચી સચોટ સમજણ કરવીજ જોશે. નિરપેક્ષ, સાપેક્ષ, સામાન્ય વિશેષની બરાબર સમજણ કરીને જીવ જ્યારે પોતાના સ્વરૂપમાં સ્થિર થાય છે. ત્યારે તે પોતાની સ્થિરતાના જોરે જન્મ અને કર્મની પરંપરા તૂટી જાય છે. અને આત્મા પોતે પોતાનું અસલી સ્વરૂપ કે જે મોક્ષ દશા તેને પામી જાય છે.

આમ મોક્ષ દશાને અને "એગે ચરિત્તે" નિરપેક્ષ તત્વને સમજે અને જ્ઞાન દર્શન, ચારિત્રને આરાધે તો જીવ પરંપરાએ મોક્ષને પામી જાય.

પ્રત્યક્ષ વાત છે કે, જન્મ તો થઇ ચૂકયો છે. હવે જીવન તો નજરની સામે છે. અહીં શાસ્ત્રકાર ફરમાવે છે (કેવું જીવન જીવાય છે તે પણ મહી બેઠેલો જાણે છે) કે કર્મને નાશ કરો, કર્મને બંદુકની ગોળી મારો, કર્મને બાળો. ફરીથી જન્મ લેવો ન પડે. આ જન્મ હવે છેલ્લો દેહ થાય. ચરમ દેહધારી થવાય. તે કર્મ તોડવાથી થવાય. શ્રેણીક આનંદાદિ શ્રાવક ચરમ દેહધારી છે. જન્મનું કારણ કર્મ, તેનો છેદ કર્યા વિના જન્મની પરંપરા અટકે નહિ. જન્મ કર્મના ફળ રૂપે છે

ફરી જન્મ ન લેવાને માટે કર્મને તમારે અટકાવવા જ જોઇએ.

(જવાબ ન મલે એટલે મારે તો માનવુંજ રહ્યું કે તમે કર્મને નથી અટકાવતા) આ જૈન ધર્મનો સિધ્ધાંત જ છે. કર્મને કાપવું કર્મનો છેદ કરવો આજ જૈન ધર્મનો સિધ્ધાંત છે. ઉસકો તુમ સમજો. એકજ સિધ્ધાંત છે કે કર્મનો નાશ કરો. દગ્ધ કરો હવે આશ્રવનો નિરોધ કરો, જૈન દર્શનના એક એક અનુષ્ટાનનું એકજ ધ્યેય છે. જૈન તથા જૈનેતર દર્શનના મંતવ્યોમાં ફેરજ એ છે. હવે જે બન્નેના મંતવ્યોમાં આંતરા અને ફરકો પડેલા છે. તે પોત પોતાના જ્ઞાનમાં સમજીને પ્રયત્ન કરે તો થાય. આ **આત્માના અનુભવના પ્યાલા પાયા છે.**

શ્રી જીનેશ્વર દેવોની પૂજા ભકિત '**थइ थुइ मंगलं**' શ્રી ગુરૂ મહારાજોની સેવાભકિત વૈયાવચ્ચ અને આરાધના કે ધર્મનું 'આચરણ જે કરો તેમાં ધ્યેય કેવું હોવું જોઇએ? ભૈયા બોલો તો ખરા? તેમાં ધ્યેય તો સર્વકર્મ ક્ષયનું હોવું જોઇએ ને? તો તે સર્વ કર્મનું ક્ષય મોક્ષ થવાથી થાય ને? મોક્ષનું કારણ જ્ઞાન દર્શન ચારિત્ર છે ને? હા તેનુ કારણ જ્ઞાન દર્શન ચારિત્ર જ છે અને તેનું કારણ **નિરપેક્ષ તત્વ પોતાનો આત્મા જ છે.** "**एगे आया एगे चरित्ते**" ગુરૂભકિત વૈયાવચ્ચ વિગેરે તો દરવાજા છે. ધ્યેય તો કર્મક્ષયનું છે. અને દાન, શિયળ, તપ, ભાવ આ તમામ કર્મક્ષયના ધ્યેયરૂપ મહેલમાં પેસ-

વાના દરવાજા રૂપ છે. આ દરવાજામાં પ્રથમ આવવાનું છે. જેઓ આ ધ્યેયને આ આદર્શને ભૂલી જાય છે તે દ્વારને પકડીને બેસી જાય છે. કપડાં બદલે મોક્ષ નથી પણ ધ્યેયને **લક્ષમાં રાખી આરાધનાથી મોક્ષ છે.** દ્રષ્ટાંત–આપીને સમજાવે છે. જેમકે વરરાજા સિવાયના જાનૈયા જેવી વાત છે. પહેલાના કાળની આ વાત છે. એક જાન જતી હતી, પુષ્કળ ગાંડા હતાં, ઘણી વેલો રથ હતાં. પહેલા એવો રિવાજ હતો કે પહેલી વેલ જે વહેલી પહોંચી જાય તેના બળદને ઘી પાવાનો રિવાજ હતો એટલે માર્ગોમાં વેલોને દોડાવવામાં આવતી. તે વેલોને પડદા હોતા નથી. એ વેલોવાળા એવા રસાકસીમા ચડી ગયા, પણ થયું એવું કે વરરાજાની વેલ પડી ખાડામાં. બીજાઓએ તો દોડી દોડીને તેમાં ભાનજ રાખ્યું નહિ અને આગળ પહોંચી ગયા. પહેલા વેલવાળાને ઘી (પાંચ ઈંદ્રિયોના વિષયરૂપ ઘી) તો મળ્યું પણ જ્યારે વખત થયો અને વધાવવા આવ્યા ત્યારે વર જ ન હતો. હવે કહે પધરાવે કોને ? એ જાનૈયાની દશા કેવી ? તેની તપાસ કરો. (અરે કયાં ઉભા છો ચાર-ગતિમાં ઉભા છો) એમ અહીં કર્મક્ષયનો ઉપદેશ અને કર્મક્ષય મોક્ષ થવાથી થાય ને ? અને મોક્ષનું કારણ જ્ઞાન દર્શન ચારિત્ર અને તે ત્રણેની એકતાનુ કારણ આખો આત્મા તેનેજ ભૂલીને આ જાનૈયા જેવી દશા સમજી લેવી. ઇતર દર્શનમાં તો ધ્યેયજ ગુરૂદેવને પ્રસન્ન કરવાનું છે, પણ આ જૈન દર્શનમાં એમ નથી. જૈન દર્શનમાં તો ગુરૂદેવ વિગેરે એમ સમજાવે છે કે સમ્યક્દર્શનનો ધ્યેય -અખંડ

અભેદ આત્મા જ છે. હવે તે આખા આત્માના આશ્રયેજ સ. જ્ઞાન દર્શનની પ્રાપ્તિ થઈને અને પછી આત્મામાં વિશેષ લીન થઈને સમ્યક્ચારિત્રની પ્રાપ્તિ થાય છે. આટલું જ ધારી લેજો કે આત્મા વસ્તુ એકજ આશ્રય કરવા યોગ્ય છે.

ગાથા–'गुणाण मासओ दव्वं, एग दव्वस्सिया गुणा' અને વર્તમાન વર્તતી દશા પર્યાય આશ્રય કરનાર છે. ભણો, ભણો, ગોખો, ગોખો નિશાળ માંડી છે.

વર્તમાન વર્તતી દશા આશ્રય કરનાર છે. જ્ઞાનની પર્યાયે કોનો આશ્રય કર્યો છે? શ્રેણિક રાજા કૃષ્ણ ભગવાન આદિ ગમે ત્યાં બેઠા હોય પણ લક્ષને ભૂલે નહિ. આશ્રય કરનાર પર્યાય ભેદવાળી છે અને જે પર્યાય જેનો આશ્રય કરે છે તે દ્રવ્ય આત્મા અભેદ છે. માટે નિશ્ચયથી અભેદ છે એવો આત્માજ મોક્ષનું કારણ છે. અને જ્ઞાન, દર્શન, ચારિત્ર તે વ્યવહારે મોક્ષનું કારણ છે. હવે પર્યાય પોતે દ્રવ્યના આશ્રયે છે. દ્રવ્યના લક્ષે નિર્મળ પર્યાય પ્રગટી જાય છે. જય હો તારી જય હો તારી! નિશંક સ્વભાવને લક્ષમાં લીધો તે દ્રષ્ટિનો વિષય દ્રવ્ય વસ્તુ પોતેજ સ્થિરતાનું કારણ છે. (સમજો ખૂબ સમજો) સ્વરૂપમાં નિશંકતા તેજ બધાયનું જ્ઞાન દર્શન ચારિત્રનું મૂળ છે. દ્રષ્ટિથી જે દ્રવ્ય સ્વભાવ લક્ષમાં લીધો તે દ્રવ્યજ સ્થિરતાનું કારણ છે. અને અંદરમાં જે સ્થિરતા ચારિત્ર પ્રગટયું તે કાર્ય છે. દ્રષ્ટિ ચારિત્રનું કારણ છે. તો જેને કારણ પ્રગટયું છે તેને કાર્ય કેમ આવશે તેની શંકાજ નહિ રહે. જેને સ્થિર સ્વભાવની નિશંકતા થઈ તેને સ્થિરતા કેમ પ્રાપ્ત થશે તે પ્રશ્નજ રહેશે નહિ.

જ્યાં સ્થિરતાનો પ્રશ્ન છે ત્યાં નિશંકતાની ખામી છે. જેને સ્વભાવ સમજાય તેને સ્થિર થવાનો પ્રશ્ન રહેજ નહિ. માટે આત્મા પોતેજ સ્થિરતાનું કારણ છે, ને આત્મા પોતેજ સ્થિરતાનું કાર્ય છે. આમ જેમ બીજ અને અંકુરા અને કર્મ અને જન્મને સમજી લેવું તે બન્નેનું કાર્યકારણ તે પણ બરાબર સમજી લે.

સૌથી પ્રથમ જ્ઞાન સ્વભાવનો નિર્ણય કર, કાર્યકારણ સ્વભાવનો નિર્ણય કર, હું આત્મા જ્ઞાન સ્વભાવજ છું એવો નિર્ણય કર, અને તે કરેલા યથાર્થ નિર્ણયનું વેદન કર, એ સ્વ સંવેદન દ્વારા પોતાના આત્માને જરૂર ઓળખી શકાય છે, આ નિશંક વાત છે. જેણે પોતાના આત્માને ઓળખ્યા તેણેજ કેવળ જ્ઞાનીના આત્માને, સંતોના આત્માને, ગુરૂદેવના આત્માને ખરેખર ઓળખ્યા છે.

'એક આત્માને જેણે ઓળખ્યો તેણે સર્વ ઓળખ્યું' સર્વની ઓળખાણ એક આત્માની ઓળખાણને માટેજ છે. જ્ઞાન સ્વભાવી આત્માના નિર્ણય વગર તે પોતાના કે કેવળ જ્ઞાનીના આત્માને, ગુરૂદેવના આત્માને ખરેખર ઓળખી શકાયજ નહિ. વીર્યનો વેગ અનાદિથી પર તરફ વળે છે તે સ્વભાવ તરફ ક્યારે વળશે?

એકવાર જ્ઞાન સ્વભાવી આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર સ્વભાવના જો દ્રઢ નિર્ણય થઈ જાય તો પછી વીર્યનો વેગ જરૂર આત્મા તરફ વળે તેનો સળગ અર્થ એવો થયો કે નિશંક નિર્ણયથી વીર્યનો વેગ આત્મા તરફજ વળે છે.

દ્રષ્ટાંત—પ્રદ્યુમ્નકુમાર શ્રી ત્રિખંડાધિપતી કૃષ્ણ વાસુદેવના પુત્ર છે. એક વખત શ્રી નેમનાથ ભગવાનના સમોવસરણમાં બેઠાં છે, એકજ વાણી સાંભળીને ભીંજાઇ ગયા, મહેલમાં આવીને શ્રી કૃષ્ણ વાસુદેવ પિતાની તથા માતાની પાસે આવીને દીક્ષા લેવાની આજ્ઞા માગતી વખતે શું કહે છે? કહે છે હે માતા હે જનેતા! મને સર્વજ્ઞ ભગવાને શુદ્ધ આત્માના તત્ત્વનો ઉપદેશ આપ્યો તે ઉપદેશથી મારા પોતાના ઉપાદાનના કારણે મારામાં રહેલા મારા નિજ વૈભવનો જન્મ થયો છે. આપો રજા મારે લેવી છે દીક્ષા. હે જનેતા! ભગવાને જે શુદ્ધ આત્મ તત્ત્વનો ઉપદેશ આપ્યો તે મેં પોતે મારા ઉપાદાનના લક્ષે ઝીલ્યો છે, અને તેનાથી મારો પોતાનો ત્રિકાળી નિજ વૈભવ જે શકિત રૂપે મારામાં હતો તે શકિત રૂપે મેં પર્યાયમાં પ્રગટ કર્યો છે. હે જનેતા! વિકારના કે નિમિત્તના ઉપદેશથી મારો વૈભવ નથી પ્રગટયો, પણ શુદ્ધ આત્મ તત્ત્વના ઉપદેશથીજ મારો નિજ વૈભવ પ્રગટયો છે. હે જનેતા! ભગવાને મને શુધ્ધ આત્માની મુખ્યતા, શુધ્ધ આત્માનોજ આદર, અને આશ્રય કરાવ્યો છે. માટે ભગવાને મને શુધ્ધ આત્માનોજ ઉપદેશ આપ્યો છે. ભગવાને મને શુધ્ધ આત્મતત્ત્વજ શીખવ્યું છે, સમજાવ્યું છે, એનાજ પાઠ મને ભણાવ્યા છે, અને એનાજ ભણકાર વાગે છે. માટે મને આપો રજા. હે જનેતા! નિજ વૈભવના ઉકેલના જોરથી કહું છું, શરીર આદિ પર પદાર્થોથી હુ આત્મા ભિન્ન ભિન્ન ને ભિન્ન જ છું, જુદો છું, અને પર પદાર્થના લક્ષે થતાં રાગાદિ, દ્વેષાદિ પર ભાવોથી

પણુ ભિન્ન છું ને તે બધાયથી રહિત અખંડ અભેદ પોતાના શુધ્ધ આત્માની પ્રતીતિ ને સમ્યક્‌દર્શન અથવા શુધ્ધ આત્માની નિર્વિકલ્પ પ્રતીતિ થવી તે નિશ્ચય સ. દર્શન છે. હું માતા, સર્વજ્ઞ વિતરાગ તેજ મારા સાચા દેવ.

નિશ્ચય સમ્યક્‌દર્શન, જ્ઞાન ચારિત્રની એકતારૂપ મોક્ષમાર્ગ જેને પરણુમ્યો છે અને જે (નિગ્રંથ) અંતર બહાર નિગ્રથ છે એવા મુનિરાજો તે મારા સાચા ગુરૂ છે, અને મિથ્યાત્વ રાગદ્વેષાદિ રહિત આત્માના શુધ્ધ પરિણામ તેજ સાચો ધર્મ છે. એ પ્રમાણે સાચા, દેવ ગુરૂ ધર્મની દ્રઢ શ્રધ્ધા, પ્રતીતિ અને જીવાદિ નવે તત્વોની :સાચી પ્રતીતિ સ્વરૂપનું યથાર્થ શ્રધ્ધાન, અને નિજ-શુધ્ધ આત્મનું આ શ્રધ્ધાન આ બધાય લક્ષણો સહિત જે શ્રધ્ધાન હોય છે તેજ નિશ્ચય સ. દર્શન છે, તેજ ધર્મ અને ચારિત્ર છે, તે મોક્ષમાર્ગનું મૂળ છે. હે જનેતા! ભગવાનના શુધ્ધ આત્મ તત્ત્વના ઉપદેશથી મારા આત્મામાં મોક્ષ માર્ગનું મૂળીયું પ્રગટયું છે. નિજ વૈભવ પ્રગટ્યો છે, આપો રજા મારે લેવી છે દીક્ષા, આમ વાત માતા પિતા પાસે કહે છે, માતા પિતા તેની પરીક્ષા કરીને દીક્ષા આપે છે. માટે જે જીવો કાર્ય કારણુ કોણુ છે, આશ્રય કરનાર કોણુ છે, આશ્રયદાતા કોણુ છે, વગેરે બરાબર સમજીને જે જ્ઞાન દર્શન ચારિત્રની ઐકયતારૂપ નિરપેક્ષ ચારિત્ર આરાધીને સ્વરૂપમાં ઠરશે તે જીવો જરૂર મોક્ષે જશે.

---

# વ્યાખ્યાન ૯ મું

## સં. ૨૦૧૫ માગશર વદી ૪ સોમવાર તા. ૨૯-૧૨-૫૮

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહિં ઠાણાંગ સિધ્ધાંત પહેલું ઠાણું " एगे आया " તેની વાત ચાલે છે- જેમ મૂળ વિના વૃક્ષ હોય નહિ મૂળમાંથી વૃક્ષની ઉત્પત્તિ થાય છે તેમ નિશ્ચય સ. દર્શન જ્ઞાન વિના ચારિત્ર ધર્મ હોય નહિ. નિશ્ચય સ. દર્શન ચોથે ગુણસ્થાને થાય છે. ચોથા ગુણસ્થાનેથી માંડીને આદિ અનંત સિધ્ધ દશામાં પણ સમ્યક્ દર્શનનો સદ્ભાવ હોયજ.

આ નિશ્ચય સ. દર્શન તે સમ્યકત્વ અથવા શ્રદ્ધા ગુણનુંજ પરિણમન છે. નિશ્ચય સમ્યક્દર્શન સહિત નિજ શુદ્ધ આત્મસ્વરૂપમાં ચરી ખાવું. જીવ અનાદિથી ભૌતિક વાતમાં ચરે છે પણ તે ચારગતિ રમવા રૂપ છે. રમવું તે ચારિત્ર છે અથવા જ્ઞાનાનંદ સ્વરૂપ "એગે ચરિત્તે" એવા પોતાના શુધ્ધ સ્વરૂપમાં શુદ્ધ સ્વભાવમાં મિથ્યાત્વ અને રાગ દ્વેષ રહિત પ્રવૃતિ કરવી તે સ. ચારિત્ર છે. અનંતાનુંબંધી આદિ ચારે ચોકડીમાંથી જેટલો કષાય ઘટયો તેટલું ચારિત્ર છે. અથવા મિથ્યાત્વ અને અસ્થિરતા રહિત અત્યંત નિર્વિકાર આત્મ પરિણામ તે ચારિત્ર છે.

જગતના જીવોને ચારિત્રની ખબર નથી. બહારનું ચારિત્ર લઇને લઇ ચાલ્યા છે. પણ ભાઇ વીતરાગ દેવે તો

ચારિત્ર એટલે સ. દર્શન જ્ઞાનરૂપ સ્થિરતા કહી છે. આવી નિર્વિકાર સ્વરૂપ સ્થિરતારુપ ચારિત્ર પર્યાય છે. શુધ્ધ ચારિત્ર ગુણનું શુધ્ધ પરિણમન છે. અને તે સાપેક્ષ છે. "એગે ચરિત્તે" તે નિરપેક્ષ છે. આ બન્નેને જે સમજશે તે શુધ્ધ દશાને પામી જશે. અને રાગ દ્વેષ વિષય કષાયનું પરિણમન તે અશુદ્ધ પરિણમન છે. બે પ્રકારનું પરિણમન છે. માટે આવા શુધ્ધ પરિણમનરુપ પોતાના આત્માનો નિજ વૈભવ છે પ્રદ્યુમ્ન કુમાર પોતાના પિતાને કહે છે કે મારા આત્મામા તેજ વૈભવનો જન્મ થયો છે માટે આપો રજા, મારે લેવી છે દિક્ષા. જેને દિક્ષા લેવી છે તેને તો આ વાત બરાબર સમજવીજ જોશે. હે ભવ્ય જીવો ! ધર્મ જે છે તે સંવર નિર્જરા રૂપ છે. અને તેજ ધર્મ મોક્ષનું કારણ છે. પર વસ્તુમાં મારાપણાની અપેક્ષા એ તો વિભાવ ભાવ છે, પરભાવ છે.

ધર્મ તો આત્માનો અંતર્મુખી ભાવ છે. તેને અંતર્મુખ થઇને એકવાર નિરીક્ષણ તો કર. ચૈતન્ય સ્વભાવનું નિરીક્ષણ કરો. ધન માલ કુટુંબ આદિનું નિરીક્ષણ તો અનંતવાર આ જીવે કર્યું છે પણ અંતર્મુખ કર્યું નથી માટે જ્ઞાનીઓનો આદેશ છે કે હે ભવ્ય જીવો ! અંતર્મુખ નિરીક્ષણ જરૂર કરો.

હવે ચૈતન્ય સ્વરૂપનું નિરીક્ષણ કરીને સ. દર્શન જ્ઞાન ચારિત્રરુપ શુધ્ધ પરિણમન (પર્યાય) થાય છે અનંતા જીવો આવું પરિણમન કરીને જ્ઞાન દર્શનને આરાધીને જન્મ

મરણના મૂળને ટાળીને સિધ્ધપદ મુક્તિને પામ્યા છે. આત્મા પોતે અભય સ્વરુપી છે તેમાં સુખ અને શાંતી ભરેલા પડ્યા છે તેજ જ્ઞાન દર્શન ચારિત્ર ધર્મ છે. અને તે વ્યવહારે મોક્ષનું કારણ છે.

અને નિશ્ચયથી પોતાનો આત્માજ "એગે આયા" છે. આવા શુદ્ધ આત્માનેજ ધર્મ જાણવો તે યથાર્થ છે, ભૂતાર્થ સત્યાર્થ છે. જ્ઞાન દર્શન ચારિત્ર આદિ દશવિહે શ્રમણધમ્મે તેજ સત્ય છે. એટલે તેજ નિશ્ચય છે. ચિદાનંદ આત્મ સ્વભાવને અંતર્મુખ શ્રદ્ધા જ્ઞાનમાં લઇને "એગે ચરિત્તે" તેમાં લીનતા રૂપ શુધ્ધ ભાવ તેજ ચારિત્ર ધર્મ છે. અને તેનાથી જન્મમરણનો અંત આવીને મોક્ષ થાય છે. (તે સિવાય જન્મમરણનો અંત આવે તેમ નથી).

જોયું આ પ્રદ્યુમ્નકુમારે તેના જેવા અનંતા જીવોએ ચોથી પરિણુતી કરીને અંતર્મુખ આત્માનો આ સ્વાદ લઇને પછી ભગવાનની પાસે ચારિત્ર લઇને જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરીને મોક્ષે ગયા; સિદ્ધ થઇ ગયા. આમ જાણીને હે જીવ! તું સત્‌સમાગમે ઉંચામાં ઉંચી વસ્તુને પામી જા. પામી જવા માટે હે ભવ્યો! દરેક સાધનો છે પણ તેનો તું વિચારજ કરતો નથી. હે ભવ્ય જીવ! તું સત્ત સમાગમે ઉંચામાં ઉંચી સ. દર્શન જ્ઞાનરૂપ એવી યોગ્યતારુપ ભૂમિકામાં આવીને જ્ઞાન સ્વભાવનો નિર્ણય કરવા તો બેસ.

નિર્ણય કર્યા કર્યા વેદન કર. નિર્ણય છે તે રાગ મિશ્રિત છે પણ તેનાથી છૂટીને તું નિર્વિકલ્પ નિર્ણય કર તેમાંજ તું

વેદન કર અને તે વેદનમાં આત્માની ઓળખાણ છે. આ સિવાય આત્મા ઓળખાય તેમ નથી. સુખ દુઃખને જાણુ, સુખ દુ ખનો વેદક આત્મા છે. અને તેજ નિજ સ્વરુપનું વેદન પણ કરે છે. કારણ કે નિશંક નિર્ણયથી વીર્યનો વેગ આત્મા તરફ વળી જાય છે. જે જીવે નિશંક નિર્ણયથી પૂર્વાપર વિરોધ વિનાનો નિશંક નિર્ણયજ આત્મા ઓળખવાનું કારણ છે.

આ દ્રષ્ટાંતે તમે પણ શુધ્ધાત્મ તત્ત્વના ઉપદેશને ઝીલીને જેણે ચારિત્ર લીધું હોય અને લેવું હોય તેને આ શ્રવણની રગે રગે રૂચિ હોય અને હોવીજ જોઇએ. તમે તમારા વીર્યને સ્વભાવ તરફ વાળશો તો જરૂર મોક્ષે જશો. મોક્ષને પામશો.

આ સિવાય બીજો ઉપાય જ્ઞાનીઓએ જોયો નથી. તમારે સસાર રાજી રાખવો છે કે આત્મા ? જેને આત્માને રાજી રાખવો હોય, ધર્મ કરવાની જીજ્ઞાસા હોય, આત્માને રાજી રાખવાની જેની જીજ્ઞાસા હોય તેની આંખ આગળ શું હોય ? તેની આંખ સામે આ લોક ન હોય, પણ પરલોક હોય. એટલે મારા સિદ્ધ તે સિદ્ધ દશાજ હોય અને તેને બધાય આત્મા પોતાના જેવોજ હોય. ગાથા—

"सव्व भूयप्प भूयस्स संम भूयाई पासओ"

આત્માની જાત સિધ્ધની જાત છે. હું એકેન્દ્રિય, બેઇન્દ્રિય કે પચેન્દ્રિય જાતનો નથી તે તો નામ કર્મની પ્રકૃતિનું ફળ છે. પણ આત્મા તો સિધ્ધની જાતનો છે. જો પોતાને

રાજી કરવા એટલે સિધ્ધ પદને પ્રાપ્ત કરવા ધર્મ કરતાં આવડે તો દંભ નીકળી જાય. (આજ તો બધોય બહાર અંતરમાં ઘણોજ ભેદ દેખાય છે) દંભીપણું નીકળી જાય.

ચાર ગતિમાં તે દંભ સેવીને દંભાશે, થોડું કરીને ઘણું કરી દેખાડવાની વૃત્તિવાળો તેજ દંભી છે. સમજો બરાબર સમજો. મોહને જે શત્રુ માને તે સૌહાર્દવાળો એવા સૌહાર્દ-વાળામાં યત્કિંચિત દંભ ન હોય. ત્રણ કાળમાં ન હોય દેવ, ગુરૂ, અને ધર્મ પાસેથી પૈસા મેળવવાનો અથવા સંસાર સુખ મેળવવાનો વિચાર કરવો એના જેવું દુનિયામાં પાપ નથી. સંસારને અને સંસારના સુખને સારૂં મનાવે શ્રેષ્ટ મનાવે તેમાં રતિ અને આનંદ મનાવે શ્રેષ્ટ મનાવે તે મિથ્યાત્વ મોહ સંસાર અને સંસાર સુખની પાછળ પાગલ બનાવે તે કષાય મોહ છે. અને સંસાર સુખની માન્યતામાં ઢીલા કરનારને ધક્કા મારે તેનો કષાય મોહ છે. આટલું ધારી લેજો તેની નોંધ જરૂર કરજો.

મોહે આપણને એવા ગાડા બનાવ્યા છે કે જેથી સુખ કે સુખના સાધનો આગમ દેવ ગુરૂ ધર્મની કીંમત જ કરવા દેતા નથી. ભયંકર મોહની જાળરૂપી વનને સળગાવી નાખવા ને માટે "આધ્યાત્મભાવ અગ્નિ સમાન છે" આ સિવાય તે વન જળે તેમ નથી. વાંચેલા, ભણેલા, જાણેલા, મૂળ પાઠ કરેલા, સાંભળેલા, શાસ્ત્રોને આત્મામાં ઉતારવાની કળા તે આધ્યાત્મ છે. નામ સ્થાપના બને અધ્યાત્માને છોડીને દ્રવ્ય અધ્યાત્મમાં આવીને જો જીવ સતના સમાગમે પોતે

પોતાના ઉપાદાનના કારણે ભાવ અધ્યાત્મને પામે તો તે જીવ જરૂર સ. જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ધર્મને પામે "એમ આયા."

મોહના રાજ્યમાં ત્રણ ઉપદ્રવ છે. તેને તમે પકડી પાડ્યા છે ? રૂપીયા ઉપર કે ઘર ઉપર ઉપદ્રવ આવે તો શું કરો ? તેમ આ મોહના રાજ્ય ઉપર સમય સમય ત્રણ ઉપદ્રવ છે. પહેલો ઉપદ્રવ ધર્મ સમભાવે થાય જ નહિ. પછી ભલે તે ધર્મના બાના નીચે પોતાની જાતને ઓળખાવતો હોય. ચિત્ત અને શભુ બંને મુનિ હતા. સનતકુમાર ચક્રિનું સ્ત્રી રત્ન વંદન કરે છે ત્યારે તેના માથામાંથી પડેલું તેલનું ટીપું તેનો અનુભવ થતાંજ પતીત થાય છે. નિયાણું કરે છે વિષમ ભાવ આવે છે

બીજો ઉપદ્રવ પાપની લુંટ જોરદાર ચાલુ છે. તે જ્ઞાન દર્શન ચારિત્રનો સત્યાનાશ કાઢી નાખે છે. ત્રીજો ઉપદ્રવ આર્ત રૌદ્ર ધ્યાન વિગેરે ભૂંડા ધ્યાનોથી આત્મા એટલો બધો મુઝાયા કરે છે કે કહેવા વાત જ નહિ. બચો બચો આત્માના હિતની ખાતર આ સમજો. બીજુ તો ઘણું સમજો છો પણ આને સમજવાની મહેનત કરી જ નથી. બચો બચો ભવ્ય જીવો આમાંથી જરૂર બચો. પણ આત્મભાવના સ્વરાજ્યમાં બેઠેલાને પુણ્યનો ભોગવટો પણ ઉપદ્રવરૂપ, પાપનું કારણ અને ધર્મમાં અંતરાયરૂપ લાગે છે. પુણ્યના ભોગવટામાં આનંદ માનવો તે પાપનું આમંત્રણ છે.

પુણ્ય ભોગવવા તે વાત જુદી અને આનંદ માનવો તે વાત જુદી છે. આનંદ માનવો તે પાપનું આમંત્રણ છે. વ્યાખ્યાન એટલાજ માટે સાંભળવાનું છે કે આપણે આત્મા પરથી મિથ્યાત્વ મોહનું રાજ્ય કષાય મોહનું રાજ્ય ને નો કષાય મોહનું રાજ્ય એ સર્વથી ખસી જાય એમ ત્રણે પ્રકારના રાજ્ય ખસી જાય. અને દેવ ગુરૂધર્મનું રાજ્ય પામી જઇને આત્મા પોતે પોતાના સ્વરાજ્યમાં સ્થિર થઇને ઠરી જાય. માટે હે ભવ્ય જીવો તેના માટેજ વ્યાખ્યાન સાંભળવાનું છે. શાસ્ત્રકાર કહે છે.

ગાથા— एगंत मेयं अभिपथ्थणज्जा

એકત્વ ભાવનાનીજ ભાવના કરો આટલું કામ તો જરૂર કરો. પંડિત પુરૂષ એકત્વ ભાવનાનીજ (સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, આદિ એકત્વ ભાવનાની, પ્રાર્થના કરે· કેમકે જન્મ, જરા, મરણરૂપ રોગ શોક અને ભયથી ભરેલા આ જગતમાં પોતાના કરાએલા કર્મથી બચવા માટે ધર્મ સિવાય, કોઇપણ રક્ષા નહિ કરે. માટેજ એકત્વ ભાવના ભાવવાનીજ પ્રાર્થના કરો. "એગેઆયા એગે નાણે, એગે ચરિ-તે" આત્મા એક, જ્ઞાન એક, દર્શન એક, ચારિત્ર એક, તે દરેકને જેમ છે તેમ સમજો એકના ભાન વિના સ્વયં એકલો દુઃખનો અનુભવ કરે છે. જો એકલા આત્મા ઉપર વિજય કરો તો તે સર્વ શ્રેષ્ટ વિજય છે. ગાથા—

एगे जिए पंच, पंचजिए जिया दस ।
दसहा उ जिणित्ताणं, सव्वसत्तू जिणामहं ॥

જ્ઞાન દર્શન અને ચારિત્ર મય એકલા આત્માનુંજ ભાન

થવાથી એકલો આત્મા સ્વયં શાશ્વત સુખનો અનુભવ કરે છે અરે ! ભાઇ એકલોજ આવ્યો છે અને એકલોજ રખડે છે, અને એકલોજ જવાનો છે. અને જો ભાન પણ એકલાનું કરે તો દુઃખ ટળીને શાશ્વત સુખને પામી જાય.

એકલોજ સિધ્ધ દશામાં સ્વયં સુખનો અનુભવ કરનાર માટે એકત્વનીજ ભાવના કરો. અને એકલાનેજ જાણો તેના જોરે જીવ અનંત આત્મસુખનો અનુંભવ જરુર કરશેજ તે વાત ચોકસ છે.

---

## વ્યાખ્યાન ૧૦

**સંવત ૨૦૧૫ના માગશર વદ ૫ મંગળ તા. ૩૦-૧૨-૫૮**

પરમ માંગલ્ય કારી પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરીને સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત, અહિં ઠાણુંગ સિધ્ધાંત પહેલું ઠાણું "એગે આયા" ચારિત્ર અનેક પ્રકારના છે. પણ તે દરેક ચારિત્રમાં કર્મના સદભાવની કે અભાવની અપેક્ષા રહેલી છે. પણ "એગે ચરિત્તે" એ ચારિત્ર તે નિરપેક્ષ ચારિત્ર છે. તે ચારિત્ર આત્મમય છે. એગે ચરિત્તે ત્યાં ચારિત્રની મુખ્યતા જ્ઞાનમય છે.

આવું ચારિત્ર તે ચારિત્ર મય આત્મા પોતેજ તેનો આશ્રય કરીને સ્વરૂપમાં ઠરી જાય તો સમ્યક દર્શન જ્ઞાન ચારિત્રને પામે, અહીં ભગવાન મહાવીર દેવ ભલામણ કરે છે કે અહીં સંસારી જીવોને રાજી રાખવા માટે કે રાગાદિ કરવા માટે કે રાગાદિ સેવવા માટે તે નથી. રાગાદિ સેવાય

તો તેતો ચારિત્ર મોહનો વિકાર છે, અને તે વિકાર રખડવાની ક્રિયા છે. અને રાગાદિ ટાળી, અંશે અંશે વિતરાગતા પ્રગટ કરવી તેજ જ્ઞાની પુરૂષોની ભલામણ છે.

સંસારના રાગી જીવો ગમે તેવા વૈરાગી સંયોગોમાં મુકાય તો પણ સંસારનેજ ઇચ્છવાના કારણ ગળા સુધી સંસારનોજ રાગ ભર્યો પડયો છે. સ. દર્શન જ્ઞાન ચારિત્રની આરાધનાથી તો જ્યાં સુધી સંપૂર્ણ મોક્ષના સુખને જીવન પામે ત્યાં સુધી મનુષ્યપણાનું સુખ, દેવગતિનું સુખ, દશાંગી સાહ્યબીનું સુખ જરૂર મળેજ; એવા ઉંચ પ્રકારના સુખો સહેજે બંધાઇ જાય છે. પણ બાંધવાની તન્મયતા નથી.

કાર્મણ વર્ગણાના આઠ ભેદ આત્મા સાથે બંધાય છે. જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મ બંધાય છે. તેમાં જ્ઞાનાવરણીય કર્મ કેવું ? ને તેનું કાર્ય કેવું ?

તેમ આઠે કર્મના પ્રશ્ન પૂછીએ તો સોળ પ્રશ્ન થાય છે. કાર્મણ વર્ગણા આદિ બોલીએ છીએ પણ તેનો વિચાર કરતા નથી. પણ વિચાર કરતાં વિવેક આવે અને વિવેક સાથે વિનય આવે. અને વિનય હોયતો વિરામપણું આવે આ સિવાય બીજો ઉપાયજ નથી. જ્ઞાનીઓ આપણને દયા વર્ષાવતા સમજાવે છે કે જ્ઞાનાવરણીય કર્મ તે આંખના પાટા સમાન છે. જેમ આંખે પાટા હોય તો તે જોઇ શકે નહિ તેમ જ્ઞાનાવરણીય કર્મ ગાઢ હોય તો તે જીવ હિતા હિતને સમજી શકતો નથી. આ કર્મથી પોતાની જ્ઞાન શકિત અવરાઇ જાય છે. પણ ખરી રીતે તો પોતેજ પોતાની જ્ઞાન શકિતને જો તો

નથી અને અવળો પડીને જ્ઞાનશક્તિને હિણુ કરી રહ્યો છે. ત્યારે વ્યવહારે જ્ઞાનાવરણીય કર્મ નિમિત્ત કહેવાય છે. જ્ઞાના-વરણીય કર્મ પાટા સમાન છે અને તે પાટા અનેક પ્રકારના છે. મતિ જ્ઞાનાવરણીય આદિ પાંચ પ્રકારે પાટા છે. તે પાંચ પ્રકારે જ્ઞાનને આવરે છે. આત્માની શકિત આત્મામાં છે પણ તે શક્તિ તરફ પોતે લક્ષજ કર્યું નથી. તે પોતેજ તેને આવરીને બેઠો છે.

બીજું દર્શનાવરણીય કર્મ તે રાજાના પોળીઆ સમાન છે. જેમ રાજાને મળવા જતાં આગળ બેઠેલો પોળીયો, રાજાની પાસે સીધા જવા દેતો નથી. તેમ દર્શનાવરણીય કર્મ ગાઢ હોય તો તે જીવ દેખવારૂપ દર્શન ઉપયોગને પામી શકતો નથી. આ કર્મથી આત્માની દર્શન શકિત અવરાઇ જાય છે. જો કે ખરી રીતે પોતેજ પોતાની કેવલ દર્શનરૂપ પૂર્ણ દર્શનશકિતને જોતો નથી. અને અવળો પડીને દર્શનશકિતને હીણુ કરી રહ્યો છે. ત્યારે વહેવારે દર્શનાવરણીય કર્મ નિમિત્ત કહેવાય છે.

ત્રીજું વેદનીય કર્મ મધ તથા અફીણુ ખરડીયા ખડગ સમાન છે. જેમ મધ ચાટવાથી સંસારી જીવે માની રાખેલ ક્ષણિક વિનાસી સુખનો સ્વાદ આવતાની સાથેજ જીભ કપાવારુપ દુખનો અનુભવ (સાથેજ) રહેલો છે. વેદનીય કર્મે અનંત અવ્યાબાધ સુખ રોક્યું છે તેમ વ્યવહારે કહી શકાય. પરંતુ વાસ્તવિક દ્રષ્ટિએ જોતા આત્મા પોતેજ ઉંધો પડીને પોતાના અવ્યાબાધ સુખને આવરીને બેઠો

છે. ઇત્યાદિ આઠે કર્મનું સ્વરૂપ તેમજ કાર્ય વિચારી લેવા.

હવે સમજો જેને ભૂતકાળમાં અનંતકાળ રખડ્યાનો ખ્યાલજ નથી. ગાથા—

"पुव्विं च इण्हिं च अणाणयं च"
जस्स नत्थि पुरा पच्छा अन्ना तत्थ कओ सिया"

અને વર્તમાનમાં પાપ ન બંધાય તવી સાવચેતી રાખે અને ભવિષ્યમાં હવે મારે ભટકવું ન પડે તેની તેને ચિંતા ન હોય, સ. ધર્મ જ્ઞાનધર્મ ચારિત્ર ધર્મમાં રસજ ન હોય અને રસ આવે પણ નહિ. જેવા ન હોઇએ અને તેવા ઓળખવાની ઇચ્છા તેના જેવું જગતમા પાપ નથી

**तीसाण महा मोहणी ठाणेहिं** ત્રીસ પ્રકારે મહા મોહનીય કર્મ બંધાય છે. બ્રહ્મચારી ન હોઇએ ને બ્રહ્મચારી તરીકે, તપસ્વી ન હોઇએ ને તપસ્વી તરીકે, ઓળખાવાની ઇચ્છા તેના જેવું જગતમાં બીજું કોઈ પાપ નથી. તે ઝેર છે.

ધર્મ પ્રવૃતિ ધર્મ પામવાના ઇરાદે થાય અથવા હૈયામાં ધર્મ આવ્યો હોય તો તેને વધુ સ્થિર અને તની વૃદ્ધિ કરવાને માટે થાય. આ બે આશય સિવાયની ધર્મ પ્રવૃતિ તે સાચી ધર્મ પ્રવૃતિ નજ કહેવાય. તમે અત્યાર સુધી જે ધર્મ પ્રવૃતિ કરી તેની સાથે આ બે આશય રાખ્યા ? બાકી કર્મ પ્રવૃતિને ધર્મ પ્રવૃતિ માનવી તે મિથ્યાદર્શન સલ્ય છે. પાપમાં ધર્મ માનવો તે મિથ્યાદર્શન સલ્ય છે.

આચારંગમાં કહે છે जे आया से आया जेण विजाणई से आया एवं से आया एवं से नाया एवसे विणायाः ઉપયોગ કે સ. દર્શન જ્ઞાન ચારિત્ર તેજ તારો ધર્મ અને તેજ તારો આત્મા છે. તે નિશ્ચયથી છે. અને તેજ મોક્ષનું કારણ છે. " એગે આયા " શું વાત કરૂં શું વાત કરૂં ભાઇ ! ધર્મનું સુખ પ્રત્યક્ષજ છે. તેને તમે માણો હવે ધર્મીના ધર્મને જાણ્યા વગર સાચો ધર્મ થાયજ નહિ.

નોંધ કરી લેજો અને સાચો ધર્મ થયા વિના સંસાર જરાએ ખસે જ નહિ. અને સંસાર ખસ્યા વગર અરે ! મુક્તિ નજીક આવે નહિ માટે ધર્મતો બરાબર સત્ સમાગમે જાણવોજ જોઇએ. તેના શરણે જવું જોઇએ, અને બરાબર ન જણાય ત્યાં સુધી જાણનારની છાયામાં રહેવું જોઇએ.

સમકિત પામેલો જીવ સંસારમાં પણ હોય તે જીવ અવિરતિ ને દબાવે ને વિરતિનેજ ઇચ્છે. તેને જ સમકિત રહે, નહિ તો સમકિત ચાલ્યુ જાય. સમજો તો ખરા ધારીને અંદરથી નિર્ણય કરો કે હવે તે કેવી રીતે અવિરતિને દબાવે અને કેવી રીતે વિરતિને ઇચ્છે ? ને સત્‌ના સમાગમે રહેલો જીવ કેવો દીપી નીકળે તેના ભાવભેદ અવસરે—

---

## વ્યાખ્યાન નં. ૧૧

### સં. ૨૦૧૫ માગશાર વદ ૬ બુધવાર તા. ૩૧-૧૨-૫૮

સિધ્ધાંત સર્વજ્ઞના જ્ઞાનમાં સિધ્ધ થયા પછી જે વાણી છુટે ને તે ગણધર સૂત્રરૂપે ગુંથે તેનું નામ તે સિધ્ધાંત. તે સિધ્ધ દ્વારા આપણને જ્ઞાનીઓએ સમજાવ્યા ગાથા—

**धम्मो मंगल मुक्किडं अहिंसा संजमो तवो**
**देवा ऽवितं नमस्संति जस्स धम्मे सयामणो**

ધર્મ તે મોટામાં મોટું ઉત્કૃષ્ટ માંગલિક છે, દુનિયામાં પાંચ પ્રકારના માંગલિક છે. તેમાં પાંચમું માંગલ શાશ્વતધ્રુવ અને કાયમ ટકવા વાળુ છે, અને આત્માની સાથે રહેવાનુ છે. તે ધર્મ મંગલ છે. બાકીના ચાર મંગલ તો ક્ષણિક છે. પુત્રનો જન્મ થાય, લગ્ન પ્રસંગ છે આદિ ચાર પ્રકારનાં માંગલિક તો સંયોગથી ઉત્પન થાય છે. અને સંયોગનો વયોગ પણ છે તેથી ક્ષણિક છે. પણ ધર્મ તે તો જીવનની સાથે સદાય રહેનારો છે, તેથી તે શાશ્વત છે. આ મંગલથી ચારે ગતિના નદાવા થઈ જાય છે અને નર્કતિર્યંચ ગતિમ બંધ પડતો નથી.

વાયરા ધર્મ તણા વા વા લાગ્યા કે ધર્મ કરો ધર્મ કરો.

આવો જો મંગલ ધર્મ પામવો હોય તો ક્રોધને ટાળો ક્રોધ તે તો કાળા નાગ જેવો છે. ક્રોધ કરવાથી કાળા (નર્ક ગતિમાં) ક્ષેત્રમાં જવું પડે છે. ક્રોધને ટાળો અને ધર્મને ામો. માનથા નિરાભિમાન પણું હણાય છે. અને માનથી

જ્ઞાનિઓનો વિનય થતો નથી, અને ધર્મ પણ થઈ શકતો નથી. પછી માયા ટાળો માયા તે હાથીઆ થોર જેવી છે. તે બહુજ ખુંચે છે. જ્યાં સુધી નીકળે નહિ ત્યાં સુધી ખુંચ્યા જ કરે છે અને તેથી તે ધર્મને પામી શકતો નથી. પછી લોભને ટાળો તે તો સર્વસ્વનો નાશ કરનારો છે. માટે આ ચારે ચંડાળ ચોકડીને જરૂર ટાળો.

આ ટાળવા માટે જ્ઞાની કહે છે કે બે વસ્તુને ઓળખો જીવ અને અજીવ, જીવના ધર્મને જીવમાં અને અજીવના ધર્મને અજીવમાં ખતવો, અજીવના ધર્મને જાણીને તેને છાંડો અને જીવના ધર્મમાં સ્થિર થાવ કાલે આપણે ચાર કર્મની વાત કરી કર્મ તે અજીવ છે. તેને જાણે તે આઠે કર્મથી રહિત એવા આપણા સ્વભાવને જાણે અને તેમાંજ ઠરો. ગાથા–"ધમ્મા રામે ચરે ભિખ્ખુ" ધર્મમાં જ રમો આયુષ્ય કર્મ તે બેડી જેમ કોઇએ ચોરી કરી હોય તો તેને બેડીમાં રહેવું પડે છે તેમજ જીવ જ્યારે વિભાવ ભાવરૂપે પરિણમે છે ત્યારે કર્મ બંધાય છે.

છ લેશ્યાના પરિણામ પામીને આયુષ્ય કર્મ બાંધે છે. જે ગતિનું આયુષ્ય બાંધે તેવી ગતિની જેલમા જવું પડે છે. આયુષ્ય કર્મ હેડ સમાન છે તે આત્માના અક્ષય સ્થિત ગુણને રોકવા વાળુ છે.

તે ગુણ સંપૂર્ણ ખીલે તો મોક્ષનું સુખ પામે. નામ કર્મ તે ચિતારા સમાન છે જેમ ચિતારો અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર ચિત્રો ચિતરે છે, તેમ જીવ જો વિભાવમાં

જોડાય તો જીવને એકેન્દ્રિય આદિ તથા પૃથ્વી, પાણી, અગ્નિ આદિ અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર ચિત્રોમાં જોડાવું પડે. આ જીવે આવા અનેક પ્રકારના ચિગ વિચિત્ર ·ચિત્રો તથા અનેક પ્રકારના રૂપ રંગ ભોગવ્યા છે. સારૂં કે નરસુ ઉત્તમ શરીર મળે તે કાંઇ આત્માને શરણુ રૂપ નથી.

આ જીવ અનેક પ્રકારના દેહ નગરમાં આવ્યો અને ગયો. પણુ દેહ પોતાનો થયો નહિ, થશે નહિ અને થવાનો પણુ નથી માટે સત્ સમાગમે સાચુ સમજીને વિકાર ભાવોને છોડીને તે તરફ વળતા તારા વીર્યને પાછુ વાળ તો આ દેહ ધરવા નહિ પડે. વળી તે અમૂર્ત ગુણને આવરે છે. તે તેનું કાર્ય છે. ભૃગુ પુત્રો પોતાના પિતાને કહે છે કે હે પિતાજી આત્માનો ગુણ અમૂર્ત છે તે પાસે ઇન્દ્રિયોથી કે મનથી પકડી શકાય તેમ નથી. તે તો ઇન્દ્રિયાતીત છે. ગોત્ર કર્મ તે કુભારના ચાક સમાન છે. જેમ ચાક ફર્યા કરે છે તેમ ગોત્ર કર્મથી આ જીવ અનેક પ્રકારના ઉંચ ગોત્રમાં ફર્યા કરે છે. અને તે અગુરૂ લઘુ ગુણને રોકે છે.

અંતરાય કર્મ તે રાજાના ભંડારી સમાન છે. રાજાનો ભંઠાર ભરપુર ભર્યો છે. પણુ રાજાની આજ્ઞા વગર તે ભંડારી કોઇને કાંઇજ આપી શકતો નથી. તેમ અંતરાય કર્મ આત્માની અનંત્ વીર્ય શકિત દાન શકિત, અનંત લાભ શકિત આદિ પાંચે શકિતને આવરે છે. અને તેથી તે પોતાનો (જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ અનંત ગુણુના) વૈભવને જોઇ શકતો નથી માટે ધર્મ પામવો હોય તો જીવ અજીવના ધર્મને સમજીને તું પોતે તારા સ્વરૂપમાં ઠર.

આવા ધર્મને પામવા માટે હે ભવ્ય જીવો ! તમે તેને જાણો અને જાણીને પછી આઠ કર્મો આદિ કયા કારણથી બંધાય છે તે સમજીને તેના કારણોને છોડો. જ્ઞાનાવરણીય કર્મ છ પ્રકારે બાંધે છે. દર્શનાવરણીય કર્મ પણ છ પ્રકારે બંધાય છે. તે બધા પ્રકાર જાણો. સમજો. જ્ઞાન ગુણ કે જ્ઞાની પુરૂષોના, ધરમાત્મા પુરૂષોના અને ચારે તિર્થના અવર્ણ વાદ બોલવાથી, તેમનુ ભુંડુ ઇચ્છવાથી તેમને પીડા ઉપજાવવાથી મહાન ચીકણું જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. માટે જ્ઞાનીઓનું હીણું ન બોલવું, તેમને તો કંઇજ નુકશાન નહિ થાય પણ ભાઇલા ! આપણા પોતાનાજ આત્મ ગુણની અશાતના થાય છે.

અત્યારે તો લોકો જ્ઞાનીઓને એમ કહે છે કે જોયા જોયા ભારે ભણુવાવાળા જ્ઞાની. કાલે તો હજુ તેનું વર્તન કેવું હતું ને આજે ધર્મ પામી ગયા છે. પણ ભાઇ પરિણામ સમય વર્તી છે. તે સમય પછી તેના પરિણામ કેમ નહિ ફરે. તારે તો કંઇજ કહેવાનો અધિકાર કે હક નથી.

ન્યાય—મહાવીર પ્રભુ વિચરતા વિચરતા મગધ દેશ તરફ પધાર્યા અને શ્રેણિક રાજાના ઉદ્યાનમાં ઉતર્યા. વનપાળે આવીને શ્રેણિક રાજાને વધામણી આપી પ્રભુ પધાર્યા છે. તે વખતે શ્રેણિક રાજા સિંહાસન પરથી ઉતરી પ્રભુ જે દિશાએ છે તે દિશા તરફ મુખ કરી કહેવા લાગ્યા. ત્રિલોકી નાથ પધાર્યા, મારા તરણુ તારણુ પ્રભુ પધાર્યા. નમોથ્થુણંનો પાઠ બોલી વંદણા નમસ્કાર કરે છે અને મુગટ વરજીને દાગીના બધો વનપાળને વધામણીમાં આપે છે.

આ બીજુ પ્રભુ જ્યાં બીરાજે છે ત્યાં અર્જુન માળીનો ઉપદ્રવ છે. એકજ બાજુથી દર્શન કરવા જવાનો રસ્તો હતો. શ્રેણિક રાજા દર્શને જાય છે ત્યાં સુદર્શન શેઠ જે દ્રઢ ધર્મી છે પ્રિયધર્મી છે તેને અંદરમાંથી પ્રભુના દર્શન કરવા જવાનો વેગ ઉપડયો અને જે બાજુ અર્જુન માળી છે તે બાજુ જવાની તેના પિતાએ ના પાડી છતાં આને ખરો વેગ ઉપડેલો છે જેથી તે કોઇના રોકયા રોકાતા નથી અને દર્શન કરવા જાય છે. વીર્યનો વેગ ઉપડયો છે. ધર્મના રંગે રંગાએલા છે. નગરની પ્રજા કોઈ મેડી ઉપર ચડીને કોઈ અટારીએ ચડીને જુએ છે અને કહે છે આ જોને ધર્મનો ઢીંગલો ચાલ્યો. ધર્મની પુછડી છે દર્શન કરવા જાયછે આવા પરિણામ તે મહાન પાપ છે.

તેનાથી જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે. સુદર્શન શેઠ જાય છે ઉપસર્ગ સહન કરે છે અને અર્જુન માળીને ધર્મ પમાડે છે. મહાવીરના પાસે બન્ને જાય છે અને અર્જુન માળીને ધર્મ પમાડે છે. આ તો ન્યાય સાધારણ છે. પણ જ્ઞાનીઓની અશાતના નજ કરવી. બીજા ભાવ ભેદ અવસરે.

પંચ પરમેષ્ટીને નમસ્કાર કરીને શાસ્ત્રોદ્ધારા જ્ઞાનીઓએ સમજાવ્યા ઠાણુંગ સિધ્ધાંન પહેલું ઠાણું " એગે ચરિત્તે " ચારિત્ર એકજ પ્રકારનું છે. ને તે નિરપેક્ષ છે, ને બીજું સાપેક્ષ છે. તે વર્તમાન વર્તતી દશામાં વર્તે છે તે સાપેક્ષ છે. નિરપેક્ષને જાણ્યા પછીજ સાપેક્ષની સમજ પડે છે.

અને પછીજ નિરપેક્ષને પામે છે એકજ આત્મા, જ્ઞાન પણ એક, ચારિત્ર પણ એક, આમ "એગે આયા એગે નાણે એગે ચરિત્તે" માટેજ કાલે કહેવાઇ ગયું કે ધર્મીના ધર્મને જાણ્યા વિના અનંત ધર્મને ધરનારો એક ધર્મીને જાણી શકતો નથી માટે એવા ધર્મીને જાણો.

જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ અનંત ધર્મને ધરનારો એવો આત્મા ધર્મી છે એવા ધર્મીને ઓળખ્યા વિના, જાણ્યા વિના, સમજ્યા વિના, તે તરફ પોતાના ઉપયોગને ઝુકાવ્યા વિના સમ્યક્ત્વ થાય નહિ. અને સમ્યક્ત્વ વિના સ. જ્ઞાન દર્શન ધર્મ થાય નહિ અને જ્ઞાન, દર્શન ચારિત્ર-રૂપ આત્માનો સાચો ધર્મ પ્રગટ્યા વિના સંસાર એક રંચ માત્ર ખસે નહિ. અને સંસાર ખસ્યા વિના મુક્તિ થાય નહિ. સુખ પણ થાય નહિ.

માટે અનંત ધર્મને ધરનાર એક ધર્મીને અને તેના મર્મને સત્ સમાગમે એક વાર જરૂર જાણવોજ જોશે. અને તે ન જણાય ત્યાં સુધી સંત વીતરાગી સમ્યક્દર્શી સદ્ગુરુ-ઓની નેશ્રામાં રહેવુંજ જોશે અથવા તો નેશ્રામાં રહો. સમકીત પામેલો જીવ અવિરતિને દબાવીને વિરતિનેજ ઇચ્છે. આવો પ્રયત્ન સમકિતી દ્રષ્ટિનો હોવોજ જોઇએ. જો તે ન હોય તો સમકિતી રહેજ નહિ અને હોય તો ચાલ્યું જાય.

આત્મા સમકિતી થાય એટલે વિરતિનો ભુખ્યો થાયજ. તમે સમક્તિ થયા ? વિરતિના ભુખ્યા થયા ? વિરતિ એટલે સ્વરૂપમાં વિરામ પામવું તે. સમકિતી થયા પછી સ્વસ્વરૂપમાં

વિરામ પામવાની ભુખ લાગેજ. એક અંતરમુર્હૂત સ્વરૂપમાં વિરામ પામે તો મોક્ષને એટલે કેવળજ્ઞાનને પામેજ. જેને મોક્ષ જવું હોય તેણે જગતના સર્વ જીવો પર દયાળુ થવું પડે, અને કોઈના પણ દુઃખમાં નિમિત્ત થવાનું બંધ કરવું પડે અને તોજ મોક્ષ જઈ શકાય.

ભાઈ ભટકયા તેનું ભાન અને ભટકવાનો ભય આ બન્નેનો વિચાર હૈયામાં જાગે તો બધીએ ધર્મની વાતો રૂચે. સાક્ષાત્ તીર્થંકરની પ્રગદામાં બેઠો હોય પણ આ ભટકયા તેનું ભાન અને હવે ભટકવાનો ભય બન્ને ન હોય તો ત્રિકાળ ધર્મ સમજેજ નહિ. અનંત દુઃખ પામ્યો. હવે મારે ભટકવું નથી આમ ભાન થાય ત્યારેજ તે જીવ મોક્ષનો રસીઓ બને તેજ જૈન. જૈન એટલે રાગ દ્વેષ મોહને જીતીને પોતાના ત્રિકાળી સ્વરૂપમાં ઠરે, તેજ સાચો જૈન. આચારંગ સૂત્રમાં કહે છે કે—

**जे गुणेसे आवट्टे जे आवट्टे से गुणे. જયાં પાંચ** ઇન્દ્રિયોના ભોગ છે તેજ સંસાર છે અને જ્યાં સંસાર છે ત્યાં પાંચે ઇન્દ્રિયોના ભોગ છે.

હવે ઇન્દ્રિયો તે જડને આશ્રયે છે અને ભોગભાવ તે ચૈતન્ય (આત્મા) ને આશ્રયે છે બંને જુદા જુદા છે. હવે ભોગભાવ અને રાગ દ્વેષ તે ભોગભાવરૂપ સંસારને પરસ્પરમાં કાર્ય કારણ સંબંધ છે. (મમત્વ બુધ્ધિ છુટે તોજ મમત્વ છુટે) સચોગ સબંધ છે. તદ્ ઉત્પન્તિ સબંધ થાય છે. હવે ભેદભાવને છોડવાથી સંસારિક તૃષ્ણાનો તથા રાગ, દ્વેષ

મોહ, વ્યામોહનો છુટકારો થઇ જાય છે. (દુનિયા ઇન્દ્રિયોને ટાળવાનો પ્રયત્ન કરે છે પણ તેમ નથી.)

ગુણ એટલે ભોગભાવ અને આવર્ટ્ટ એટલે આ વર્તન એટલે સંસારી જન્મમરણનું ચક્ર જ્યાં સુધી ભોગભાવ છે. ત્યાં સુધી આવર્ટ્ટે આ વર્તન છે. અને આ વર્તન છે ત્યાં સુધી ભોગભાવ છે. હવે આ ચક્ર સર્વથા છુટે ક્યારે? જ્ઞાની સમજાવે છે કે જ્યારે જીવ ભોગભાવ અને રાગ દ્વેષ મોહનો સંસારનો બંને કાર્ય પરસ્પર કારણ સબંધ છે. તેને બરાબર સમજો. ભાઈ, ઇન્દ્રિયો તો જડ આશ્રિત છે અને ભાવ તો ચૈતન્યનો છે. આત્માનો અને જ્ઞાનનો તાદાત્મય સબંધ છે. તેને બરોબર સમજો અને સમજીને પણ જીવ જ્યારે સ્વ દ્રવ્યનો આશ્રય કરે અને સ્વભાવ તરફ વળે છે ત્યારે સ્વદ્રવ્યના આશ્રયે જીવ સ. દર્શન જ્ઞાન, ચારિત્રને પામી જાય છે. અને તે કાર્ય છે. અને સ્વદ્રવ્ય પોતે જ કારણ છે.

આમ બરાબર સમજી લે અને જ્ઞાન દર્શન ચારિત્રથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. અને તે વ્યવહાર કારણ છે. આત્મા નિશ્ચય કારણ છે. જ્ઞાન દર્શન ને પામે ત્યારે જીવને સંસાર ક્રમે ક્રમે છૂટી જઇને મોક્ષને અને શાશ્વત સુખને પામશે. જડ પરમાણુંનો આત્મા સાથે સંયોગ સંબંધ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને આત્માને તાદાત્મય સંબંધ છે. આમ બરાબર સમજીને જે જીવ જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના કરશે તે જરૂર મોક્ષના શાશ્વત સુખને પામશે પામશે ને પામશેજ.

---

# વ્યાખ્યાન નં. ૧૨

## સ. ૨૦૧૫ માગશર વદ ૭ ગુરૂવાર તા. ૧-૧-૫૯

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહિં ઠાણાંગ સિધ્ધાંત તેનું પહેલું ઠાણું તેની વાત ચાલે છે "एगे चरित्ते" આત્મા ચારિત્ર મય છે આત્માનું ચારિત્ર એકજ છે, જ્ઞાન પણ એકજ છે દર્શન પણ એકજ છે તે ત્રણેની એકતા તે ચારિત્રને સાપેક્ષ ચારિત્ર કહેવાય છે. અને પોતાના ત્રિકાળી સ્વભાવના આશ્રયે જામી જતા જે જે ચારિત્ર પ્રગટે છે તેને નિરપેક્ષ ચારિત્ર કહે છે. દુધ અને પાણીને અળગા કરનાર ભિન્ન કરનાર અલગ કરનાર રાજહંસો દુનિયામાં શોધ કરતાં મળી આવશે કે જેની ચાંચ લાગતા દુધ લેશે અને પાણી પડયું રહે છે પણ અનાદિની આ કુટેવોથી પોતેજ ઉંધો પડીને જીવનું અલગ ભિન્ન સ્વતત્ર વ્યક્તિત્વ બનાવનાર અને તેને મલાવી અલૌકિક પિછાણ કરાવનાર નિગ્રંથ ગુરૂઓ વિના બીજુ કોણ હોઇ શકે? ભલા આ ધરતી ઉપર આવા સંત જાદુગરો ન હોત તો ભેદ જ્ઞાનની સાચી સંજીવની બક્ષિસ કરનાર બીજુ કોણ હોઇ શકે માચા સંતોજ છે જગત આજે આવી (ચેનચાળા, રાગ, દ્વેષ, મશ્કરી, આદિ અનેક ચેનચાળારૂપ) કુટેવોથી ટેવાઇ ગયેલું છે. એક લેશ માત્ર પણ તેનથી કંટાળો નથી ઉપજતો તેનાથી તેઓને અવિરત (જરાએ વિશ્રાંતિ પામ્યા વિના) પણે ગતિ કરી રહેલા એવા ચક્રોથી ચાલતી આ જીવોની પડિકમ્મા

(પ્રદક્ષિણા) હવે તે પ્રદક્ષિણાને અટકાવવા થોભાવવા જ્ઞાની સંત પુરૂષોએ ભેદ જ્ઞાનનો જાદુ શોધી કાઢયો છે. એટલે વિભાવના આત્માના, પુદગળના, કાર્ય કારણ ભાવ, જ્ઞાન દર્શન ચારિત્રના કાર્ય કારણ ભાવ બંનેને સમજો. જ્ઞાન અને આત્માનો તાદાત્મિક સબંધ છે.

જ્ઞાન અને પુદ્ગલ કર્મનું પૃથક્કરણ કરતા જડ કર્મમાં આત્મબુધ્ધિ છોડતાં અને જ્ઞાનાનંદ આત્મામાં આત્મબુધ્ધિ ધારણ કરતા, અનાદિનું ચક્રજ ઉધુ ફરતું હતું. તે સવળું ફરવા લાગ્યું અને થોડાજ દિવસોમાં તેનો ચમત્કાર દેખાયો. એ ચક્રોની ગતિ મંદ પડવા લાગી હવે તેની ગતિ પહેલાં જેવી તીવ્ર ન હતી અને ધીમે ધીમે ચક્રો તદનજ બંધ પડી ગયા.

" जे गुणेसे आवट्टे जे आवट्टे से गुणे ".

પરિણામે જીવનની પડિકમ્મા (પ્રદક્ષિણા) પૂરી થઇ રખડવું પુરૂં થયું. અને તેઓ સંસારના આવર્તનમાંથી છુટી ગયા હંમેશના માટે ઉગરી ગયા થોસો હવે તે કોના પ્રતાપે ? અરે કહેવુંજ પડશે કે સંતપુરૂષના સમાગમે સ્વપરની સ્વરૂપ વિચારણાથી ત્રિકાળી સ્વરૂપમાં સ્થિર થઇ લીન થઇ. સ. દર્શન જ્ઞાન ચારિત્ર પામી જાય. માટે સાપેક્ષ નિરપેક્ષ જ્ઞાન દર્શન ચારિત્રમય આત્માની સતુસમાગમરૂપ જાદુગર દ્વારા જીવ પોતેજ સમજી જાય તો કામ થઇ જાય, એકવાર સ્વાદ આવ્યા પછી તો તેને બહારમાં ગમતુજ નથી.

અનાદિ કાળનો જીવ દ્રષ્ટિ વિપર્યાસમાં પડયો છે તેનું કારણ જીવ શોધે તો કારણને ટાળીને સ્વરૂપમાં ટકીને

મોક્ષને પામી જાય. માટે દ્રષ્ટિ વિપર્યાસનું કારણ દ્રષ્ટાંતથી સમજાવે છે. તો સમજીને ટાળવાનો પ્રયત્ન કરશો જરૂર કરશો. એક વખત સરિતા કિનારે બે પરિઓનો ભેટો થઇ ગયો એકનું નામ હતું સુરૂપા બીજીનું નામ કુરૂપા. બન્ને એકબીજાને કહ્યું, ચાલો આપણે સરિતામાં સ્નાન કરીએ. બન્ને પોતપોતાના વસ્ત્રો કિનારે મુકીને જળ તરંગમાં પડ્યા થોડી વાર પછી ત્યાં કુરૂપા જલ્દી સ્નાન કરીને બહાર આવી અને સુરૂપાના વસ્ત્રો પહેરીને પોતાના રસ્તે પડી. હવે સુરૂપાએ આવીને જોયું તો પોતાના વસ્ત્રો ન મળે. પણ લજ્જા ઢાંકવા બીજો કોઈ રસ્તોજ ન હતો એણે કુરૂ-પાના વસ્ત્રો પહેરી લીધા. બસ ત્યારથી માણસની દ્રષ્ટિમાં એક મોટો ભ્રમ પેદા થયો તે એકે સાચી સુરુપા છે, તેને કુરૂપા સમજવા લાગ્યા અને કુરૂપાને સાચી સુરૂપા માનવા લાગ્યા.

આ અજબ પરિવર્તનનું પરિણામ એ આવ્યું કે લોકો સાચા સૌંદર્યથી અણપીછાણુજ રહ્યા (અનંતોકાળ આમજ કાઢ્યો) અને કલચર સૌંદર્યની પાછળ ઘેલા બન્યા અને જીવનને વેડફી રહ્યા. પણ ભેદ પારખુઓ તો ભેદ પારખી ગયા અને જગત સમક્ષ દ્વાદશાંગી પેટી રાખી ગયા કે ભેદ વિજ્ઞાનની સાચી સમજણને પામીને અને પારખીને અભેદ થઇ જાય.

જે સ્વમાં ભેદને પારખી કુરૂપતાને છાંડી અભેદ થઈ ગયા અને જે દ્રષ્ટિ વિપર્યાસમાં રહ્યા તે સંસારમાં રઝળી રહ્યા. છતાં જગતના એ વિપર્યાસમાં હજુ જોઇએ તેવો ફેર

ન પડ્યો તેનું કારણ એ કે કુરૂપતામાં સુરુપતા અને સુરૂપતામાં કુરૂપતા માની બેઠા. હવે સુરૂપતા અને કુરૂપતાનું ભેદ જ્ઞાન કરીને જે જીવ પોતે પોતાની સુરૂપતા તરફ ઢળી જશે તે પોતાની મોક્ષ ગતિને પામશે. સ. દર્શન જ્ઞાન ચારિત્રની આરાધના તે સુરૂપતા છે. અને જ્ઞાન દર્શન ચારિત્રની વિરાધના તે બધીએ કુરૂપતા છે એમ ભેદપાડીને સુરૂપતાને જાણુશે તે જરૂર મોક્ષને પામશે.

આ પહેલાં જીવે શું કરવું જોઈએ ? શિખામણ આપે છે તેને તમે સહેત પ્રમાણુ કરજો. થોડું થોડું પાપ મને કેશુંજ કરી શકતું નથી એમ સમજીને પાપ કાઢવુંજ નહિ એમ તેના તરફ બેદરકાર પણુ ન રહેવું. ન્યાય–ટીપું ટીપું પાણી ટપકતાં ઘડો જેમ ભરાઈને છલકી જાય છે તેમ પાપ કરનાર અજ્ઞાન માનવીનું મન પણુ ભરાઇ જાય છે. પછી તેને કશુંજ કલ્યાણુકારી કાર્ય સુઝતું નથી. અને પછી તે પાપમાં મુંઝાઇને મુંઝવણુમાં પડયો રહે છે. અને દ્રષ્ટિના દોષને લઇને સાચું સમજી શકતો નથી. જીવનમાં વિલાસ જ્યારે પ્રાધાન્ય ભોગવે છે ત્યારે વિકાસ રૂંધાઈ જાય છે.

## " जे गुणेसे आवट्टे जे आवट्टे से गुणे "

આજે દર્શન તથા ઉપાસના ફળતા નથી કેમ ? (દર્શન ભક્તિ ઉપાસના આદિ) તેનું મુખ્ય કારણુ એ છે કે આપણી દ્રષ્ટિજ બદલાઇ ગઇ છે. પણુ હવે પ્રભુ મહાવીર તરફ નજર માંડતા તેમનું નિત્ય નિયમિતપણું, તેમની ધ્યાનસ્થ સાવ-

ધાની અને તેઓશ્રીની ચીરંજીવ પ્રસન્નતા તેમની સાધુદશા છા મસ્તદશા ધ્યાનમાં લ્યો અને જો લેશો તો દર્શન તથા ઉપાસના ફળશે જરૂર ફળશે, જીવન ક્ષેત્રે ગાફેલ રહેનાર માનવી અભિપટ (ઇપટ) પરિણામ વખતે ઉન્માદમાં માલે છે તે અનિપટ પરિણામ વખતે વિષાદમાં અટવાય છે.

સમજો બરાબર સમજો હવે ઉન્માદ અને વિષાદ જ્યારે પ્રમાદમાં પરિણમે છે ત્યારે તેનું જીવન બરબાદ બને છે. ગાફેલ રહેગા તો બરબાદ હોગા. અને બરબાદથી સાચું સુખ નહિજ મળે.

આ પ્રકારની બરબાદીમાંથી બચવાને માટે શું કરવું જોઇએ ? જાગૃત રહો જાગૃત રહો ને જાગૃત રહો. સમજો બરાબર સમજો સાવ સાદી વાત છે. ઇષ્ટ અને અનિષ્ટ પરિણામ પ્રાપ્ત થતાં અડગ રહીને કર્તવ્ય અને કિરતારને યાદ કરો. જીવન મંથનમાં ગાફેલ રહેનારને ઝેર મળે છે. અને જીવન મંથનમાં જાગૃત રહેનારને શુધ્ધ અમૃત મળે છે.

સ્વભાવમાંથી વર્તમાન વર્તતી દશામાંથી એક દુરાગ્રહતા ટળી જાય નીકળીજાય સામગ્રીમાંથી मूच्छा परिग्गहो वृत्तो પરિગૃહતા નીકળી જાય તો જરૂર સાધુતા પ્રાપ્ત થાય છે. પણ આ બે નીકળ્યા નથી ત્યાં સુધી સાચી સાધુતા નથી. પૂર્વના પૂણ્યના ઉદયે કદાચ ભલે માનપાન મળે. વાહવાહ કહેવાય પણ તે ખરી સાધુતા નથી. ચારિત્ર નિર્મળ હશે તો સ્વાસ્થ્ય પુરૂષાર્થ જરાએ નિર્બળ નહિ રહે. એટલે શ્રધ્ધાં જ્ઞાનપૂર્વક જે ચારિત્રને સેવશે તે જરૂર મોક્ષને લેશે ને લેશેજ.

સમ્યક્દર્શન અને સ. જ્ઞાનપૂર્વકનું સ. ચારિત્ર એ ત્રણેની ઐક્યતાથી શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે અને સ્વરૂપ સ્થિરતામાં લીન થવાય છે. આત્મા જ્યારે આત્માના ગુણોને ન હણે ત્યારે તે પોતાનો પરમ અહિંસક ભાવ પામ્યો કહેવાય છે. અન્યના પ્રાણો હણવા તે દ્રવ્યહિંસા છે અને આત્મ ગુણો હણવા તે ભાવહિંસા છે. જ્યાં ભાવ અહિંસક ભાવની સાધનાને પરિપૂર્ણ દશાને પામે ત્યારે મોક્ષ રૂપી પર્યાયને આત્મા જરૂર પામે. પ્રગટ થાય. હવે જ્યાં સુધી પરભાવમાં રમણતા છે ત્યાં સુધી બાપલા ભાઇલા ભાવ હિંસાજ છે એટલે ત્યાં સુધી મોક્ષ પ્રાપ્તિ પણ થઈ શકશેજ નહિ.

નિશ્ચય સમિતિ અને નિશ્ચય ગુપ્તિ થઇ શકશેજ નહિ. નિશ્ચય સમિતિ અને નિશ્ચય ગુપ્તિ આત્માને સ્વભાવમાં રાખનાર છે. જ્યારે આત્મા સ્વભાવમાં લીન થાય છે ત્યારે બીજી બધીજ ઉપાધી ટળી જાય છે. અહો કેટલી બાદશાહી! અને નિરૂપાધિક દશાની પ્રાપ્તિ થાય છે.

નિશ્ચય સમિતિ નિશ્ચય ગુપ્તિ પ્રમત્ત દશામાં એકાંતે શકય નથી. માટે હે મારા મુનિ! નિશ્ચય સમિતિ નિશ્ચય ગુપ્તિના ધ્યેયવાળુ વ્યવહાર સમિતિ વ્યવહાર ગુપ્તિનું પાલન તેજ મુનિઓ માટે હિતકર છે. અને નિશ્ચય સમિતિ નિશ્ચય ગુપ્તિ મોક્ષરૂપ નિરૂપાધિક સુખને આપનાર છે. આ પ્રમાણે નિશ્ચય સમિતિની ગુપ્તિ વ્યવહાર સમિતિ વ્યવહાર ગુપ્તિ બંન્ને યથાર્થ સમજીને નિશ્ચય સમિતિ નિશ્ચય ગુપ્તિમાં

ટકીને જે જીવ સ્વરૂપની આરાધના કરશે તે જીવ જરૂર મોક્ષ જશે.

માટે સંસારનું ગાફેલપણુ, ખરબાદપણું નિશ્ચય ગુપ્તિ અને સ. જ્ઞાન દર્શન, ચારિત્રને સમજીને નિરપેક્ષ સાપેક્ષ ચારિત્રને સમજીને પોતા તરફ વળીને જે જીવ સ. દર્શન જ્ઞાન, ચારિત્રની આરાધના કરશે તે જીવ જરૂર નિરપેક્ષ ચારિત્ર જે મોક્ષનું કારણ છે, તેને જરૂર પામી જશે. "એગે ચરિત્તે, એગે આયા, એગે નાણે." તેમાં સ્થિર થઈ જશે તો તે જીવ જરૂર મોક્ષ દશાને પામશેજ.

---

## વ્યાખ્યાન નં. ૧૩ મું

### સંવત ૨૦૧૫ના માગશર વદ ૮ શુક્રવાર તા. ૨-૧-૫૯

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ટિને ભાવ પૂર્વક નમસ્કાર કરીને સિધ્ધાત દ્વારા જ્ઞાનીઓએ સમજાવ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહિં ઠાણાંગ સૂત્ર પહેલું ઠાણું "એગે ચરિ-તે" તેની વાત ચાલે છે. આત્મા એક છે તેનું જ્ઞાન પણ એક. શ્રદ્ધા પણ એક, ચારિત્ર પણ એક, પોતે એકલો છે અને સિધ્ધના અનંત સુખો પણ એકલોજ ભોગવે છે. તેને એકને તું જાણ તો તારૂં અવિનાશી કલ્યાણ થઇ જશે. આત્માના ગુણો પ્રગટ થવાથી, તે સાધુના પરિણામને તે સાધકના પરિણામને આત્મા પરિણુતિ કહેવાય છે.

આ આત્મા પરિણુતિ, સમિતિ અને ગુપ્તિ એમ ઉભય રૂપ છે ઠાણુાગજીમાં પાંચ સમિતિ ઉપરાંત ત્રણુ ગુપ્તિને પણુ ગણ્યા છે. અને ઉ. સૂત્રમા ગુપ્તિને ઉત્સર્ગ માર્ગ કહ્યો છે. અને સમિતિને અપવાદ માર્ગ કહ્યો છે. હવે આજે આત્મ પરિણુતિ છે તે આત્મ પરિણુતિ સમિતિ અને ગુપ્તિ એમ ઉભય રૂપ છે. આ બન્ને જ્યારે એક રૂપથઇ જાય ત્યારે જરુર મોક્ષની પ્રાપ્તિ થાય છે.

મુનિને મોક્ષ એ સાધ્ય છે. સમિતિ અને ગુપ્તિ તે તેના સાધન છે અને આત્મા પોતે સ્વયં સાધક છે. હવે મોક્ષ જે સાધ્ય છે તેને સાધનારો આત્મા છે. અને સાધન સમિતિ ગુપ્તિ છે. હવે સાધક એવો આત્મા સમિતિ ગુપ્તિ રૂપ સાધન વડે મોક્ષ રૂપી સાધ્યની સિદ્ધિ કરે છે. હવે આને નિશ્ચય નયની પરિભાષામાં આ રીતે સમજી શકીએ. કઇ રીતે કે મુનિ મહારાજ સાધ્ય સિદ્ધિ કરવાની રૂચિવાળા થઇને સમિતિ ગુપ્તિ સાધનને ધારણુ કરીને પરમ અહિંસક ભાવની મોક્ષની એટલે નિરૂપાધિક સુખની પ્રાપ્તિ કરે આનું નામ મોક્ષ.

મુનિપણું એટલે ગુપ્તિનું આરાધન આમાં શ્રાવકના ગુણુ ઠાણું પણુ આવી જાય. હાથીના પગલામાં તમારા પગલા પણુ આવી જાય. હવે મુનિપણું સાધ્ય અયોગી ભાવ એટલે અયોગી દશા છે. આથી અયોગી ભાવની રૂચીવાળા મુનિ મહારાજ એક ગુપ્તિને ધારણુ કરે છે. હવે મનયોગ વચન યોગ અને કાયયોગ એમ યોગો ત્રણુ પ્રકારે છે.

અને મિથ્યાત્વ, અજ્ઞાન, પ્રમાદ, કષાય અને અશુભ જોગ એ પાંચ કર્મના બંધના કારણ છે. તેમાં યોગ પણ એક કારણ છે.

હવે જ્યાં સુધી યોગ છે ત્યાં સુધી કર્મ બંધ પણ ચાલુ જ છે. તેર ગુણ સ્થાનક સયોગી છે એટલે તેર ગુણ સ્થાનક સંયોગી છે. (મુનિપણાનુ ધ્યેય અયોગી દશા પ્રાપ્ત કરવાનું છે.) તો ત્યાં સુધી કર્મ બંધન પણ છે. સ્થિતિ અને અનુભાગ બંધ કષાયથી થાય છે. પ્રકૃતિ અને પ્રદેશ બંધ યોગથી થાય છે. પ્રકૃતિ અને પ્રદેશ બંધ છે ત્યાં સુધી સંસાર છે. **આથી મોક્ષની ઈચ્છાવાળા એવા મુનિ મહરાજને અયોગી ભાવ સાધ્ય છે.** અને અયોગી ભાવની સાધના માટેજ મુનિપણું છે. ચેતી લે ભાઇ ? ચેતી લે આ મુનિપણું અયોગી ભાવની સાધના માટે જ છે.

તેથી સાધ્યની સિદ્ધિ માટે મુનિ મહારાજ ગુપ્તિને ધારણ કરે છે. બરાબર ગુપ્તિને ધારણ કરે છે. મનને સંકલ્પ વિકલ્પ રહિત કરે છે. વચન સર્વથા બોલતા નથી. કાયા વ્યાપાર બીલકુલ કરતા નથી. આ ઉ. સૂત્રમાં કહ્યા પ્રમાણે ઉત્સર્ગ માને છે.

ઉપર કહ્યું તે પ્રમાણે કે જેમાં મુનિ મહારાજ મન, વચન અને કાયાના યોગની પ્રવૃતિઓને અટકાવે છે આ વ્યવહારથી છે. પરંતુ આ ભવ સંપૂર્ણ પણે સર્વ સંવરમય ચૌદમા ગુણસ્થાને સંપૂર્ણ હોય છે. એટલે પ્રમત ગુણસ્થાન પ્રમાદના યોગે આવો ભાવ કાયમી ટકી શકે નહિ. એટલે

મુનિરાજ સમિતિનું પાલન કરે તે ગુપ્તિનો અપવાદ માર્ગ છે. એટલે અપવાદ માર્ગ છે. છઠું ગુણસ્થાનક તે પ્રમત ગુણસ્થાન છે એટલે ત્યાં ગુપ્તિનું પાલન અશક્ય છે. એટલે જ્યારે ગુપ્તિમાં મુનિરાજ ન રહી શકે ત્યારે સમિતિનું પાલન કરે કરે ને કરેજ.

પણ મુનિરાજ બરાબર ધ્યાન રાખે કે સમિતિ તે સાધ્ય નથી પણ સાધ્ય તો ગુપ્તિજ છે. એટલે ગુપ્તિને લાવનાર જે સમિતિ તેજ સાચી સમિતિ છે. પોતે પોતાના પુરુષાર્થથી ગુપ્તિમાં લીન હોય ત્યારે સમિતિ હાજર હોયજ. પણ ગુપ્તિના ધ્યેય રહિત એકલું સમિતિનું પાલન એ સમિતિ નથી પણ અસમતિજ છે. કેટલા જડક્રિયાવાદીઓ અથવા ધર્મના આવા સ્વરૂપના ખ્યાલ વગરના એ સમિતિના પાલનનેજ ધર્મ માની લઇને બેસી જાય છે. અને ગુપ્તિનું તો ધ્યેય રાખતાજ નથી પણ સમિતિના પાલનમાં પુરેપુરી તકેદારી રાખે છે. પણ ગુપ્તિ માટેજ સમિતિ છે એ ખ્યાલ હોતોજ નથી.

તેઓની સમિતિ તેતો અસમિતિજ છે. બરાબર ધ્યાન રહે, ખ્યાલ રહે, લક્ષમા રહે, કે સમિતિ ગુપ્તિ તો સંવરના ભેદો છે. બરાબર સમજો આ સ્યાદ્વાદ માર્ગ છે. અને તેનું કાર્ય તો આશ્રવનો નિરોધ કરવાનું છે. હવે ગુપ્તિ તો સંવરમયજ છે. જ્યારે મુનિ મહારાજ સ્વભાવમાં લીન થઇ ગુપ્તિવંત રહે છે. ન્યાય—ગજસુકુમાર મુનિ ઉપર ધગધગતા અંગારા આવ્યા તે વખતે ગજસુકુમાર મુનિ સ્વભાવમાં લીન થઇને ગુપ્તિવંતજ રહ્યા (એવા અનેક

-ન્યાયો છે) ત્યારે મન વચન કાયાના યોગની પ્રવૃતિ અલ્પજ હોય છે. કાય યોગમાં કાયાની પ્રવૃતિ ઉચ્છવાસ નિશ્વાસ રૂપે હોય છે. વચન યોગમાં વચનની પ્રવૃતિ અંતર રૂપેજ હોય છે. અને મનયોગમાં મનની પ્રવૃતિ ધ્યાનરૂપજ હોય છે. બહારથી દેખાય નહિ પણ અંદરમાં પરિણમન તો થઇજ રહ્યું છે. કર્મ ગૃહણયોગ વીર્ય વડે થાય છે. એટલે ગુપ્તિવંત મુનિને સંવરની મુખ્યતા છે. આ મુનિ મહારાજનો ઉત્સર્ગ માર્ગ છે. ભઇલા, માર્ગને તો સમજ, તારા માર્ગને તો સમજ, માર્ગ સમજ્યા વિના જઇશ કયાં ?

જો ભાઇ નિશ્ચય નયનો આ માર્ગ છે, અને તેમાં નિર્જરા તો થઇજ રહી છે, એટલે આત્મસ્વરૂપ પ્રાપ્ત થાયજ છે જરૂર થાય છે. આ આત્માનું સ્વરૂપ સાધ્ય કરી લેવા જેવું છે. હવે સમિતિનું કારણ કરનાર મુનિ સંવર અને નિર્જરા બન્ને કરે છે. **घम्म कहाणं भंते जीवे किं जणयई ? उ निज्जरं जणयई** આ સાચા મુનિની વાત છે. બરાબર સમજજો. આ માર્ગ તે અપવાદ માર્ગ છે. દ્રવ્ય ચારિત્ર છે પણ તે શુભ વ્યવહાર માર્ગ છે. એવો શુભ વ્યવહાર માર્ગ પણ તે નિશ્ચયનું કારણ છે. માટે સમિતિ પણ કારણરૂપ હોય તો ગુણના સમુદાયરૂપ વ્યવહાર છે.

હવે બન્ને માર્ગો ઉત્સર્ગ માર્ગ અને અપવાદ માર્ગ જીન કથિત માર્ગ છે. અને તેનું પાલન તે જીન આજ્ઞાનું પાલન છે તો જ્યાં જીન આજ્ઞા છે ત્યાં ધર્મ છે. **आणाए मामगं धम्मं आणाऐ मामगं तवं** હવે જ્યાં ધર્મ છે ત્યાં વસ્તુના સ્વરૂપની પ્રાપ્તિ છે.

એટલે ત્યાં સંવર અને નિર્જરા બંને થાય છે. હવે જીન આજ્ઞા સિવાયનો જે ધર્મ તે અધર્મ છે. ત્યાં સંવર-નિર્જરા કંઇજ નથી. સમજો પ્રમત્ત ગુણ સ્થાન કે વિચરનાર મુનિને સમિતિનુ પાલન તે પણ જીન આજ્ઞાનું પાલન છે. અને જીન આજ્ઞાનું પાલન તે ધર્મ છે.

હવે જેઓ સાધુ સાધ્વીઓ એકલી ગુપ્તિને આગળ કરીને છઠ્ઠા ગુણસ્થાને સમિતિનો ખ્યાલ રાખતા નથી તેઓ જીન આજ્ઞાનું યથાર્થ પાલન કરી શકતાજ નથી. આ વાતને ધ્યાનમાં રાખો. બીજી વાત સમજો અને જેઓ એકલી સમિતિને વળગી રહે ને ગુપ્તિનું ધ્યેય રાખતા નથી તેઓ કેવળ વ્યવહારને પકડતા હોવાથી જીન આજ્ઞાનું પાલન કરીને શકિત શાળી બનતાજ નથી. અપવાદ માર્ગમાંજ અટવાઈ જાય છે. ને આમ અટવાઇ જાય તેની સમિતિ નથી કહેવાતી. હવે સમિતિનું પાલન અને ગુપ્તિમાં પહોંચી જવુ તે બંનેના ભાવ અવસરે.

---

## વ્યાખ્યાન નં. ૧૪

### સં. ૨૦૧૫ માગશર વદ ૯ શનિવાર તા. ૩-૧-૫૯

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ટીને ભાવ પૂર્વક નમસ્કાર કરીને સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત અહીં ઠાણાંગ સિધ્ધાંત પહેલું ઠાણું “ **एगे चरित्ते** ” વાત ચાલે છે. સૌથી પ્રથમ એગે ચરિત્તે તેનો નિર્ણય તો કર. એગે આય.

એગે નાણે એગે દેસણે એગે ચરિત્તે તે અને નિરપેક્ષ અને સાપેક્ષ બંનેને જેમ છે તેમ સમજ બરાબર નિર્ણયકર નિરપેક્ષ તત્ત્વને સમજ્યા વિના સાપેક્ષ સમજાશે નહિ.

આખા સમુદ્રના પાણીને જાણ્યા વિના તરંગોને ઓળખી શકાશે નહિ માટેજ તમે જ્ઞાન દર્શન ચારિત્રને જેમ છે તેમ જાણીને સ્વરૂપમાં સ્થિર થઇને અનંત સુખને માણે અંદરમા આનંદ ને સુખને પામી જીવ આદિ અનંત ભોગે મોક્ષમાં બીરાજી જાય અને અનંતુ અનંતુ સુખ તેનો ભોગવટો કરે. ભૌતિક પદાર્થોની ઇચ્છા માત્ર દુઃખ છે.

क्या इच्छत खोवत सबै है इच्छा दुख मूल
जब इच्छा का नाश तब मिटे अनादि भूल

સમ્યક્ દ્રષ્ટિ આત્મા મધ્યસ્થ ગુણોનોજ રાગી હોય, ન સમજાય ત્યાં સુધી મધ્યસ્થ રહેવું એ ગુણ છે અને સત્તના સમાગમે સમજ્યા પછી (સાધ્ય ભાવ, જ્ઞાન અને આત્માનો સબંધ, કારણ કારણ ભાવ, નિશ્ચય ગુપ્તિ, સમિતિના ભાવ, નિરપેક્ષ સાપેક્ષ બંને સમજ્યા પછી જ) મક્કમપણું તે પણ ગુણ છે. ગુણ પામવાને માટે એકજ મહત્તા છે. કેળ-વ્યા વિના ત્રણ કાળમાં ગુણ પામ્યો નથી, અને પામવાનો નથી પામશે પણ નહિ. હે ચેતન ! ચેત ચેતાવું ચેત !

સર્વ સાધુ સાધ્વીઓને ગુરૂની આજ્ઞા અને પોતાના સમ્યક્ સંયમી આરાધના એ સિવાય બીજી કોઈપણ પ્રવૃતિ તરફ લક્ષ આપવાનું હોતું નથી. કેટલી બાદશાહી ? આણુ-એ મમ્ ધમ્મો સમ્યક્ સમતિ સહિત સમ્યક્ ગુપ્તિનો આરા-

ધવા સિવાય બીજું લક્ષ હોતુંજ નથી. એ રીતે નિશ્ચય ગુપ્તિને આરાધતા આરાધતા કોઇનીપણ અપેક્ષા વગરનું અનંતકાળ આદિ અનંત ભાગે જીવન તે મોક્ષ છે. સંસારમાં-અન્યની સહાયથી જીવવું પડે છે. તે જેને અરૂચિકર ન લાગે ત્યાં સુધી તેને મોક્ષ ગમેજ નહિ, મળેજ નહિ. જો મોક્ષ ગમતો હોય તો સંસારમાં અન્યની સહાયતાથી જીવવું અરૂચિકર લાગે જ. હું સાધુ થયો શ્રાવકની સહાયતાથી મારૂં જીવન નભે છે એવી રૂચિ તેનાથી મારો મોક્ષ કહી થાય નહિ.

તેને મોક્ષ ગમતો નથી. દ્રષ્ટાંતથી સમજો. ભૂખ અને તૃષા લાગે ત્યારે તુરત મોક્ષ યાદ આવે કારણ કે આત્મામાં રહેલું સ. દર્શન કહે છે કે જો હું મોક્ષે ગયો હોત તો મારે ભુખ અને તૃષાનું દુઃખ સહન કરવું ન પડત. મોક્ષ સાધ્ય છે નિશ્ચય ગુપ્તિ નિશ્ચય સમિતિ સાધન છે, આત્મા સાધક છે. અને સાધક દશામાં ખીલે છે તે સાધ્ય છે તેજ મોક્ષ છે.

જેના મન વચન કાયા જીનેશ્વરની આજ્ઞાને આધિન ન હોય તેને સમ્યક સંયમની આરાધના દુષ્કર છે. સ. જ્ઞાન દર્શન પૂર્વકની સમિતિ તે નિશ્ચય ગુપ્તિનું કારણ છે. સમ્યક ત્યાગની સામે આડી આંખે જોતા ના, બેલાષક ઢોંગની સામે બળવાન બનજો, શ્રી તીર્થંકર દેવના ભવની ગણુના તેઓ સમ્યક પામ્યા પછીજ થાય છે તે પહેલા તેમના ભવની ગણુત્રી થઇ નથી. અરે ? કાંકરા ગણુાય કે રૂપિઆ ?

રૂપિઆ ગણાય છે. તેમ સમ્યક પામ્યા પછીજ ગણુના થાય છે.

દેશ વિરતિમાં સર્વ વિરતિ પ્રત્યે ભાવના ન હોય તો તે દેશ વિરતિ પણ સમ્યક નથી. સમ્યક પૂર્વકની દેશ વિરતિ સર્વ વિરતિ અને સમ્યક દ્રષ્ટિ પણ તેજ ધર્મ છે. તે સિવાયની આરંભાદિ ક્રિયા તે ધર્મ નથી. પણ પાપ છે. ધર્મના પ્રતાપે આ લોકના કે પરલોકના પૌદગલિક સુખ ભોગવવવા તે નિયાણું છે. અને તે નિયાણું કરવું તે કંઇ ધર્મ નથી પણ અધર્મ છે. મન સ્થિર થતું નથી એમ કહેનારને પુછવું ? કે જ્યાં તેને રસ હોય ત્યાં મન સ્થિર કેમ થાય છે એટલે ખરી વાત તો એજ છે કે ધર્મ ક્રિયામાં રસજ નથી માટેજ તેમાં મન ચોટતું નથી અને એને ત્યાં ધર્મમાં પાલવતું નથી.

માટે મન ચોટાડવુજ નથી. અહીં જ્ઞાની ભલામણ કરે છે કે લક્ષ્મી તરફ દોડતા મનને રોકી લેવાને દાનધર્મ છે. કામીની તરફ દોડતા મનને રોકી લેવાને માટે શિયળ ધર્મ છે. ખાવા પીવાની વાસના તરફ દોડતા મનને રોકી લેવા માટે તપો ધર્મ છે. અને અનેક પ્રકારના વિભાવ ભાવ તરફ દોડતા મનને રોકી લેવા માટે સ્વભાવના આશ્રયે જઇ તેમાં સ્થિરતા કરવી, ઠરી જવું.

જેનામાં સ્વદયા હોય તેને દુઃખના ડર કરતાં પાપનો ડર હોય. મિત્ર દ્રોહ, સ્વામી દ્રોહ અને વિશ્વાસુનો દ્રોહ ન કરવો. તેનું નામ નીતિ છે. આવી નીતિમાં આવીને

આત્માનો ધર્મ સંતના સમાગમમાં આવીને સમજે તો જરૂર સમજાયજ. આવી નીતિમાંય જો નહિ આવો તો લોકોત્તર નીતિનાં તો ઠેકાણુંજ નથી. અથવા તો લોકોત્તર નીતિમાં નહિ આવી શકો. માટે આવી નીતિમાં આવીને જે આત્માઓ પુરૂષાર્થ કરી સત્ય સમજી ઠરશે, તે જીવ જન્મ મરણના ફેરામાંથી બચશે.

જે આત્માઓને વારંવાર જન્મ મરણના ફેરા એટલે દુઃખ સાગરમાં સ્નાન ન કરવું હોય અને આધ્યાત્મિક બગીચાને લીલોછમ રાખવો હોય, અનંત સુખરૂપી સરોવરમાં સ્નાન કરવું હોય અને જીવન નૌકાને ભવ સાગરથી પાર ઉતારવી હોય અને મુક્તિની માળા પહેરવી હોય તો તે આત્માએ ચાર બોલનું સેવન કરવું. દુનિયાના રંગ રાગથી, ચામડીના રંગ રાગથી, કષાયના રંગ રાગથી, અને વિષયના રંગ રાગથી દૂર રહેવુંજ પડશે અને તોજ કલ્યાણ છે. તમે બધાય સમજણ કરીને ચાલ્યા આવો. સાચું કહું છું હો! આમાંજ હિત છે. કલ્યાણ છે શ્રેય છે સુખ છે શાંતિ છે.

અને કલ્યાણ કરવા માટે વીતરાગ ભાવપૂર્વક સમિતિનું પાલન કરી ગુપ્તિમાં આવો. એકલી ગુપ્તિને આગળ કરી છઠ્ઠા ગુણસ્થાન કે સમિતિના પાલનનો ખ્યાલ રાખતા નથી તેઓ જીન આજ્ઞાનું પાલન કરી શકતા નથી.

શ્રીમદ્ કહે છે :-

સંયમના હેતુથી યોગ પ્રવૃતિના સ્વરૂપ લક્ષે જીન આજ્ઞા આધીન જો
તે ક્ષણુક્ષણુ ઘટતી જાતી સ્થિતિમાં અ તે થાય નિજ સ્વરૂપમાં લીન જો.

અને જેઓ સમિતિને વળગી રહીને એનાથીજ અમોને ધર્મ થઇ રહ્યો છે. એવી ઉંધી માન્યતામાં પડી રહીને ગુપ્તિનું ધ્યેય જરાએ રાખતા નથી. તેઓ કેવળ લુખાં વ્યવહારનું પાલન કરી જીન આજ્ઞાનું પાલન કરી શક્તિશાળી બની શકતા નથી અને અપવાદ માર્ગમાં અટવાઇ જાય છે.

હવે સમિતિનું પાલન દ્રવ્યને આશ્રીને હોવાથી દ્રવ્ય ચારિત્ર છે. ગુપ્તિ તે ભાવ છે અને તેથી ગુપ્તિના પાલનમાં ભાવ ચારિત્ર છે. ભાવ દ્રષ્ટિ તે લક્ષ છે ને સાધ્ય છે તે ધ્યેય છે. ભાવ દ્રષ્ટિ લક્ષમાં રાખી દ્રવ્યથી ક્રિયા કરનાર. મોક્ષરૂપી લક્ષ્મી પ્રાપ્ત કરી શકે છે. ભલે સમિતિ પૂર્વક વર્તો પણ ગુપ્તિને લક્ષમાં રાખો.

દ્રવ્ય તે ભાવનું નિમિત્ત કારણ છે. અને સમિતિ તે ગુપ્તિનું કારણ છે. સમિતિમાં એવી લાયકાત હોવી જોઇએ કે તે ગુપ્તિનું કારણ થાય. તમારામાં સમ્યક્ દર્શન થાય ત્યારે સામે ગુરૂ લાયકાતવાળા હોય.

સમ્યક્ દર્શન વખતે સમ્યક્ દર્શનને પામેલાજ ગુરૂ હોય. કારણ વિના કાર્યની ઉત્પતિ નહી થાય. આથી સમિતિરૂપ દ્રવ્ય ચારિત્ર સિવાય ગુપ્તિરૂપ ભાવ ચારિત્ર થાયજ નહી એ તત્ત્વ છે. હવે સમિતિરૂપ દ્રવ્ય ચારિત્રનું પાલન કરે પણ તે પાલન કોના માટે છે?

તેનું ધ્યેય નથી તો તે સમિતિ એ અસમિતિ જ છે. હવે જો સમિતિનું ઘણીવાર પાલન કર્યું, પણ તેમા કાંઇજ વળ્યું;

નહિ. હવે આપણે નથી કરવું તો તે બંધેથી ચુકે છે. તેના વગર ગુપ્તિ આવે નહિ. માટે વ્યવહારમાં આવ્યા વગર નિશ્ચયમાં આવી જ શકાતુ નથી. માટે નિશ્ચયના લક્ષે વ્યવહારનું પાલન કરવુંજ જોશે.

હવે ગુપ્તિ સંવર મય છે અને તેનું નિમિત્ત કારણ સમિતિ છે. સમિતિ પણ જો ગુપ્તિ પૂર્વક હોય તો તેમાં ગુપ્તિનો ઉપચાર કરીને નિર્જરાનું કારણ કહેવાય છે. પણ નિશ્ચયથી પુણ્ય બંધનું કારણ છે. જેવું કારણ તેવું કાર્ય. હવે સંપૂર્ણ ગુપ્તિ સમિતિ તે ચૌદમાં ગુણ સ્થાનકે છે. હવે ગુપ્તિનું પાલન તે અપ્રમદ દશા છે. ગુપ્તિવંત અપ્રમત્ત હોય છે. સાતમાંથી બારમા ગુણ સ્થાનક સુધી ગુપ્તિની જ મુખ્યતા છે. ગુપ્તિ શુધ્ધ ઉપયોગ છે. હવે તે સાતમાં ગુણ-સ્થાનકે ધર્મધ્યાન પૂર્ણ થાય છે અને આઠમાંથી બારમા સુધી શુકલ ધ્યાન છે. જોયું, ત્યાં કાયાના જોગની પ્રવૃત્તિ પણ અલ્પ જ હોય છે.

હવે કોઇ પ્રશ્ન પૂછે કે આઠમાંથી બારમા સુધી મનયોગ, વચનયોગ અને કાય યોગમાં શું છે? તો ત્યાં ગુપ્તિ જ છે. કાય યોગમાં કાયાની પ્રવૃત્તિ ઉચ્છ્વાસ રૂપે છે. વચન યોગમાં વચન યોગની પ્રવૃત્તિ અંતર મય છે. અને મન ધ્યાન યોગની પ્રવૃત્તિ ધ્યાનસ્થ ધ્યાનરૂપ દશામાં સ્થિર છે. ત્યાં પણ મન વચન કાયાના યોગની પ્રવૃત્તિ અલ્પ પણ ચાલુ જ છે. અને સંપૂર્ણ તો ચૌદમાં ગુણસ્થાને પૂર્ણ થાય છે. બીજા ભાવભેદ અવસરે.

## વ્યાખ્યાન નં. ૧૫

**સં. ૨૦૧૫ માગશર વદ ૧૦ રવીવાર તા. ૪-૧-૫૯**

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ટીને ભાવપૂર્વક નમસ્કાર કરીને જ્ઞાનીઓએ સિધ્ધાંતથી સમજાવ્યા. અહી ઠાણુંગ સિધ્ધાંત "એગે ચરિત્તે" ની વાત ચાલે છે. આત્મા એકજ છે. તેનું ચારિત્ર પણ એકજ છે. જ્ઞાન ઇત્યાદિ દરેક શક્તિ એપણ એકજ છે. તેને ધારણ કરનાર આત્મા પણ એકજ છે. તેને જાણીને સ્વરૂપમાં ઠરે તે નિરપેક્ષ ચારિત્રને પામે એવું નિરપેક્ષ તત્વ સત્ સમાગમે જે જીવ સમજે અને પછી સ્વરૂપમાં ઠરે તો જરૂર સમ્યક્ દર્શન જ્ઞાનને પામી જાય. કોણ સ્વરૂપમાં ઠર્યા તે સમ્યકત્વને પામ્યા તેનો ન્યાય શાસ્ત્રમાં છે.

ધન્નાકુમારના પૂર્ણ ભાગ્યોદયે સર્વજ્ઞ વીતરાગ કેવળજ્ઞાની મહાવીર પ્રભુનું કાકંદી નગરીમાં પધારવાનું થયું. અહી પણ ધન્નાકુમાર સજ્જ થઇને દર્શન કરવા પધારે છે. એકજ વાર ની દેશનાથી ધન્નાકુમાર પ્રબળ વૈરાગી બન્યા અને સાચી દશાને પામ્યા. ગુપ્તિનું સ્વરૂપ આસ્વાદયું.

ત્રિકાળી સ્વરૂપનો દ્રવ્ય (આત્મા)નો આસ્વાદ લીધો. દેશના સાંભળી ઘેર આવ્યા. માતા પાસે સંસાર છોડવાની વાત કરે છે. માતા અને પત્નીઓ રોકવાની વાત કરે છે આને છૂટવું છે ને પેલા ઘરના રોકવાની વાત કરે છે, રોકવાના પ્રયત્ન કરે છે. પણ ખરી વસ્તુ તો ધારી લ્યો, એની અંતરમાં નોંધ કરી લેજો. પ્રતિકૂળ ઉપસર્ગ કરતાં અનુકૂળ ઉપસર્ગના પ્રસંગમાં વિશેષ સાવધ રહેવું જોઇએ.

એ વસ્તુને સમજનાર ધન્નાકુમારનો આત્મા જાગૃત થઇ દીક્ષા લેવા તૈયાર થાય છે.

દીક્ષા લેનારે આ વાત ધ્યાનમાં લેવાની છે માતા અને પત્નીઓના મોહક વચનોમાં લોભાતો નથી. ન લોભાણા તો છેવટે માતા અને સ્ત્રીઓ તેમને પરમ વૈરાગી જાણીને સમિતિ અને ગુપ્તિનું ભાન થયું છે એમ જાણીને દીક્ષા આપવા તૈયાર થાય છે. નગરના રાજા જીતશત્રુ મહારાજને આ હકીકતની ખબર પડતાંજ તે રાજા ધન્નાકુમારના ઘેર આવી દીક્ષા પ્રસંગની બધી તૈયારી કરાવે છે. તમે પણ અત્યારે શું કરો છો ? દીક્ષાની તૈયારી કરો છો. જે અંદરમાં પામી ચૂકયો છે સમિતિરૂપ અપવાદ માર્ગ અને ગુપ્તિરૂપ ઉત્સર્ગ માર્ગમાં સમજી ચૂકયો છે, એવા ધુન્નાકુમારની બધી તૈયારી જીતશત્રુ રાજા કરાવે છે.

હજાર માણુસો ઉપાડે તેવી પાલખી કરાવે છે. એવી પાલખીમાં ધન્નાકુમારને બેસાડીને ખૂબ ઉત્સાહ અને ઠાઠમાઠ પૂર્વક નગરની બહાર મહાવીર પ્રભુ બીરાજે છે, ત્યાં લઇ જાય છે. આ બધી ધર્મની પ્રભાવના છે. ત્યાં ધન્નાકુમાર પાલખીમાંથી ઉતરી આભરણુ વસ્ત્રો આદિ સદાને માટે ઉતારી પંચમુષ્ટિ લોચ કરે છે. હવે અવતારજ કરવો નથી. ભગવાન પાસે જાય છે. પરમ તારક, જગત ઉદ્ધારક, શ્રી વર્ધમાન વીર પ્રભુ સ્વમુખેએ એ ભાગ્યવાન ધન્નાકુમારને પંચમહાવ્રત ઉચ્ચરાવે છે. ત્યાર પછી એ ધન્યકુમાર ધન્ના અણુગાર બને છે. શાસ્ત્રમાં એ કાકંદીના ધન્ના અણુગારના નામથી પ્રસિદ્ધ છે.

દીક્ષા વખતે શ્રી પ્રભુ પાસે અભિગ્રહ કરે છે. સમજો તો ખરા. જુઓ તો ખરા. તે કહે છે, હે પ્રભુ, માથાના મુગટ! જગત ઉધ્ધારક, ત્રિલોકી નાથ વીર પ્રભુ, મારે જીંદગી સુધી છઠ્ઠના પારણે આયબીલ કરવા પ્રભુ એવી પ્રતિજ્ઞા આપો. પ્રભુ એવા સુકોમળને પણ એવી ઘોર પ્રતિજ્ઞા એની અભ્યંતર ભાવ દયા જાણીને આપે છે. પ્રભુ તો સર્વ જાણ્યું હોય તેમ વર્તે છે. દીક્ષા લેનારને સંયમી થનારને તો એ શિક્ષાનું સ્વરૂપ જરૂર જાણવુંજ જોશે. વંદના અને અર્ચનાની શિક્ષા પામીને સંયમ પાળતા, અભિગ્રહ સાચવતા, ઘોર તપ આચરતાં, પ્રભુની આજ્ઞામાંજ રહેતા આત્માના આનંદમાં

"जाण सध्धाण निपरयंते तमेव अणु पालण."

દિવસો પસાર કરે છે, દેહની તેમને પરવા નથી. અનેક પાપ કરાવનાર શરીર પ્રત્યે એકત્વ બુધ્ધિ ધરાવનાર એવા શરીર પ્રત્યે મમત્વ બુદ્ધિ ધરી છે, એવા શરીર પાસેથી ધન્નાકુમાર આ ભવમાં બધાય ભવનો બદલો વાળે એવી ઉત્કૃષ્ટ ક્રિયા કરી રહ્યા છે. તપથી શરીર ક્ષીણ થાય છે પણ આત્માનું તેજ વધે છે. સર્વ જીવ પ્રત્યે સર્વ ભાવ પ્રત્યે અખંડ એકરસ. ગાથા—

सव्व भूयप्प भूयस्स सम्मं भूयाई पासओ
पीहियासव सव्वस्स दंतस्स पावकम्मं न बंधई ॥

દશ. સૂ. અ. ૪

એકરસ વીતરાગ દશા રાખવી તેજ સર્વજ્ઞાનનું ફળ છે. ज्ञानस्य फलं विरति. આત્મા શુધ્ધ ચૈતન્ય જન્મ જરા

મરણ રહિત અસંગ સ્વરૂપ છે. એમાં સર્વ જ્ઞાન સમાય છે, અને તેનીજ પ્રતીતિમાં વિશ્વાસમા શ્રદ્ધામાં સર્વ દર્શન સમાય છે.

આત્માને અસંગ સ્વરૂપે સ્વભાવ દશા રહે તે. સ. ચારિત્ર છે. જ્યાં સુધી આત્માને સ્વભાવ દશા અસંગ સ્વરૂપે ન રહે ત્યાં સ. ચારિત્ર નથી. સમ્યક્ ચારિત્ર એટલે ઉત્કૃષ્ટ સયંમ (ચારિત્ર)ને તેના ફળ રૂપે તે વિતરાગ દશા છે. સંપૂર્ણ પણાનું ફળ સર્વ દુખનો અંત છે. તે નિશંક વાત છે. ધન્યકુમાર આ દશામાં વિચરે છે.

શ્રી વીર પ્રભુ સર્વજ્ઞ દેવ મહાવીર પ્રભુ સ્વમુખે શ્રેણિક રાજા પાસે ચૌદહજાર મુનિઓના સમુદાયમાં ઉત્કૃષ્ટ આરાધક એ કાકંદીના ધન્ના અણગારને કહે છે. ગૌતમ સ્વામી તેજ ભવે મોક્ષ જવાના છે ને ધન્ના અણગાર એક ભવ પછી મોક્ષ જવાના છે. છતાં ધન્ના અણુગારને ઉત્કૃષ્ટ આરાધક કહે છે તો તેનું શું કારણ ? શું વાત કરવી નવ મહિનાના ચારિત્ર ને અંતે સ્વાર્થ સિધ્ધ વિમાનને પામે છે. સર્વ અર્થ સિધ્ધ થાય છે. જેના એવા એકાઅવતારીપણાને પામે છે. આવતા અવતારમાં મહાવિદેહ ક્ષેત્રમાં અવતાર કરી પરમાનંદ ધામના વાસી બનશે. મોક્ષ દશાને પામશે. નવ મહિનાના ચારિત્રને અંતે દેહને છોડીને સ્વાર્થ સિધ્ધ વિમાનમાં તેત્રીસ સાગરોપમનું આયુષ્ય પુરૂ કરી. મહાવિદેહ ક્ષેત્રમાં જન્મ લઈ ઉત્કૃષ્ટ સયમને આરાધી મોક્ષ પદને પામશે.

હે આત્મા દ્રષ્ટાંતો રૂપી રત્નોની ખાણુ રૂપી જૈન શાશનનો પૂર્ણ આશ્રય લઈ વૈરાગ્યને ત્યાગ રસભર રહો, રહોને, રહો. તે પછી સંતના સમાગમે સાચા સ્વરૂપની સમજણુ કરો. સમજણુ કરીને જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ આરાધના કરો અને એગેઆયા, એગેનાણે એગે ચરિત્તે, એવા આત્માને ઓળખીને નિરપેક્ષ ચારિત્રને પામીને જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ આરાધના કરશે તે જીવ જરૂર મોક્ષને પામશે. અનંત સુખનો અનુભવ જરૂર કરશે.

---

## વ્યાખ્યાન નં. ૧૬

### સં. ૨૦૧૫ ના માગશર વદ ૧૧ ને સોમ તા. ૫-૧-૫૯

માંગલ્યકારી પંચપરમેષ્ઠીને સ્વરુપના લક્ષે ભાવ પૂર્વક નમસ્કાર કરીને સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત, અહિં ઠાણાંગ સુત્ર પહેલું ઠાણું "એગે ચરિત્તે" અનંત ધર્માત્મક એક ધર્મી અનંત ગુણુને ધરનારો આત્મા એક ગુણી છે. એવો તે સ્વતઃ સિધ્ધ છે. તેની પ્રાપ્તિ નિરપેક્ષ ચારિત્ર થાય છે.

ચારિત્ર ગુણુ સમુદાય વધારનાર છે તેમાં લીન થાય તો વધે છે. પાંચ સમિતિ અને ત્રણુ ગુપ્તિ તે આઠ પ્રવચન માતા કહેવાય છે ચારિત્ર ગુણુ છે. એવા અનંતા ગુણુ છે. ચારિત્ર ગુણુ સમુદાયનો અષ્ટ પ્રવચન માતાનો વધારનાર છે. બધાય ગુણોના સમુદાયને વધારનાર છે.

વળી મળથી રહિત એવુ શીવ, મચલ, મરૂય, મણુત અક્ષય શીવ સુખ તેને આપનાર છે. ચારિત્ર એ મુનિઓનું ગાત્ર છે. તેની ઉત્પત્તિ સમિતિ અને ગુપ્તિને આભારી છે. વળી ઉત્પન્ન થયેલ ચારિત્ર રૂપ જે ગાત્ર હવે તે ઉત્પન્ન થયેલ ગાત્રનું સર્વ ઉપદ્રવોથી નિવારણુ દરેક સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાએ જાણુવું જરુરનું છે અને પોષણુ કરવા પૂર્વક આ આઠ પ્રવચન માતાજ પાલન કરે છે. અને જ્યારે ચારિત્ર ગાત્ર (અગો) અતિચાર રૂપ દોષથી મલીન બને છે ત્યારે તેનું સશોધન કરે છે. આ પ્રમાણે સગી માતા જનની જેમ જતન પરિપાલન અને સશોધન પણુ કરે તેમ આ આઠ પ્રવચન માતાજ કરે છે એથી તે અષ્ઠ પ્રવચન માતા તરીકે ઓળખાય છે.

હવે આઠ પ્રવચન માતા સર્વ શ્રૂતના સારભૂત છે. આ નોંધ કરી લેજો તમને કોઇ પ્રશ્ન કરે, પુછે તો તંને બેધડક કહી દેજો કે અષ્ઠ પ્રવચના સર્વ શ્રૂતના સારભૂત છે.

કારણુ કે અષ્ટ પ્રવચન માતાના પાલનથી શ્રૂતજ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને શાસ્ત્રમા પણુ કહ્યુ છે, કે જઘન્યથી અષ્ટ પ્રવચન માતાના જેટલુંજ ભણે અને ઉત્કૃષ્ટથી ચૌદપૂર્વના શ્રૂતજ્ઞાનવાળા ભણેલા મોક્ષમાં જાય છે. હવે આ અષ્ટપ્રવચન માતાના ધારક મુનિરાજ છે. આથી અષ્ટપ્રવચન માતાનું સાત્વિક સ્વરૂપ જાણુવુ એ ખાસ જરૂરી છે. સમિતિ, ગુપ્તિ. સમિતિ એટલે શું ? સમ્યક્ ઉપયોગપૂર્વક પ્રવૃતિ, તે પાંચ પ્રકારે છે. ઇરિઆ સમિતિ, ભાષા સમિતિ, એષણા સમિતિ,

આયાણુ ભંડમત્ત નિખેવણીઆ સમિતિ, ઉચ્ચાર પાસવણ ખેલજલ પારિઠાવણિઆ સમિતિ, હવે ઇરિઆ અને સમિતિ તે બન્ને જુદા છે, ઇરિઆ તે ઉદયભાવની ક્રિયા છે, અને સમિતિ પુરૂષાર્થના કારણે . ઇરિઆ વહિઆ સમ્યક્ ઉપયોગપૂર્વક પ્રવૃતિ તેનું નામ ઇરિઆ સમિતિ.

ભાષા સમિતિ ભાષામાં સમ્યક્ ઉપયોગપૂર્વક પ્રવૃતિ, તે ભાષા સમિતિ, એસણા સમિતિ એટલે જોવામાં સમ્યક્ ઉપયોગપૂર્વકની પ્રવૃતિ તે, એસણા સમિતિ, આયાણુ એટલે જનતાએ લેવું મુકવું તેમાં સમ્યક્ ઉપયોગપૂર્વકની પ્રવૃતિ તે આયાણુ ભંડમત નીખેવણીઆ સમિતિ. ઉચ્ચાર પાસવણ ખેલજલ પારિઠાવણીઆ સમિતિ, ઉચ્ચાર એટલે વડીનીત, મોઢાનો બળખો, નાકની લીંટ, નાકનો મેલ ઈત્યાદિકને પરઠવા જવું તેમાં ઉપયોગપૂર્વકની પ્રવૃતિ તે, આ એક એક સમિતિ વખતે ઉપયોગપૂર્વકની જતના પુર્વકનીજ પ્રવૃતિ હોય તેનું નામ સમિતિ.

હવે ગુપ્તિ એટલે ઉ૦ સમ્યક્ પ્રકારે ઉપયોગપૂર્વક નિવૃત્તિ, સાવદ્ય યોગથી સર્વથા નિવૃત્તિ (શુભાશુભ પરિણામથી સર્વથા નિવૃત્તિ) તથા પ્રવૃતિ તે ગુપ્તિ ત્રણ પ્રકારે છે, મન ગુપ્તિ, વચન ગુપ્તિ, અને કાયા ગુપ્તિ, તેમાં મન, વચન, કાયા જુદા છે અને ગુપ્તિ પણ જુદી છે. સમ્યક્ પ્રકારે મનથી વચનથી અને કાયાથી નિવૃત્તિ તે ગુપ્તિ છે. અને ઉપયોગ પૂર્વક મન, વચન, કાયામાં સમિતિમાં પ્રવૃતિ તે વ્યવહાર ગુપ્તિ છે. સમ્યક્ પ્રકારે સાવદ્યયોગથી

નિવૃતિ તે ગુપ્તિ અથવા બીજી રીતે સમજો બરાબર સમજજો સમજવાથીજ કલ્યાણ છે.

સમ્યક્‌દર્શન, સમ્યક્‌ જ્ઞાનપૂર્વકસમ્યક્‌ પ્રકારે ત્રણ પ્રકારના યોગને શાસ્રના અનુસાર પોતપોતાના માર્ગમાં સ્થાપન કરવા તે ગુપ્તિ છે. મન સંવરે વચન સંવરે, કાયા સવરે અથવા "सम्यक योगनिग्रहो गुप्तिः" એટલે મન, વચન કાયાથી ઉત્પન્ન થતી અસત્ત પ્રવૃતિને (મન, વચન, કાયા તે નિમિત્ત છે) તદ્દન રોકી દેવી તે ગુપ્તિ છતાંય તે વ્યવહાર ગુપ્તિ છે. આના સંબંધમાં કહેવાઇ ગયુ છે આ વ્યવહાર સમ્યક્‌ગુપ્તિ છે. ઠાણુંગ સુત્રમાં પાંચ સમિતિ ઉપરાંત ત્રણ ગુપ્તિને સમિતિરૂપ કહેવાયું છે. ત્યારે ઉ સુ. માં તો તેને સંવર ભાવમા કેમ સ્થાન આપ્યું ? આમ એક બે અને ત્રણ પ્રશ્ન થાય છે. ગુપ્તિને ઉત્સર્ગ માર્ગ તરીકે અને સમિતિને મુનિના અપવાદ માર્ગ તરીકે જણાવ્યું છે.

સમજો, આત્માના કલ્યાણ માટે દરેક સાધુ, સાધ્વીને સમજવા જેવી વાત છે. લોકો માને કે ન માને તે તરફ તારે જોવાનું નથી. પણ તારા આત્માના કલ્યાણ માટે સમજવાનું છે. આથી આપણે બરાબર જાણી શકીએ છીએ. તેમાં સાધુ સાધ્વી તેમજ શ્રાવકો પણ જાણે કે ગુપ્તિમાં અસત્ત ક્રિયાનો નિષેધ અને સત્તક્રિયાની પ્રવૃતિ એ બન્ને માટે સ્થાન છે. જયારે સમિતિમાં સત્‌ક્રિયાની પ્રવૃતિ ને એના માટેજ અવકાશ છે. એટલે ગુપ્તિ, પ્રવૃતિ અને નિવૃત્તિ ઉભયરૂપ છે. નિવૃત્તિરૂપ ગુપ્તિને નિશ્ચયગુપ્તિ કહેવાય છે અને પ્રવૃતિરૂપ

ગુપ્તિ તે વ્યવહાર છે. જ્યારે સમિતિ કેવળ પ્રવૃતિરૂપજ છે. એકમાં પ્રવૃત્તિ મુખ્ય છે, અને બીજામાં નિવૃત્તિ મુખ્ય છે. હવે અહીં પ્રશ્ન પુછે છે કે સમિતિ જો પ્રવૃતિ રૂપ છે. તો તે શુભ આશ્રવરૂપ છે. એક તરફ સમિતિને સંવરનું કારણ કહો છો ને બીજી તરફથી પુણ્યાશ્રવમાં જાય છે એમ કહો છો. બીજો પ્રશ્ન એ થાય છે કે ગુપ્તિ પણ પ્રવૃત્તિરૂપે પુણ્યાશ્રવમાં જ જાય છે, તો તેને સંવર ભાવમાં કેમ સ્થાન આપ્યું ? હવે નિવૃત્તિરૂપ ગુપ્તિ ભલે સંવર તત્વમાં આવે પણ પ્રવૃત્તિરૂપ ગુપ્તિ કેવી રીતે સંવર ભાવમાં આવે ? હવે ત્રીજો પ્રશ્ન સમિતિમાં સમ્યક્ પ્રવૃત્તિને સ્થાન છે એટલે તે પણ ગુપ્તિ જેવીજ છે. તો પછી તેને અલગ કેમ ગણી ? જ્યારે સમ્યક પ્રવૃત્તિ હોય ત્યારે અસમ્યક્ પ્રવૃત્તિ હંમેશા નજ હોય અથવા હોયજ નહિ. એટલે સમિતિમાં પણ અસમ્યક નિવૃત્તિ તો આવીજ જાય છે. તો પછી ગુપ્તિનો ભેદ પાડવાની જરૂર રહેતી નથી. આ બધાય પ્રશ્નોના જવાબ મેળવવા માટે તેનું વાસ્તવિક સ્વરૂપ જાણવું તે જરૂરી છે. હવે કેવી રીતે જાણવુ તેના ભાવ ભેદ અવસરે.

---

## વ્યાખ્યાન નં. ૧૭

### સં. ૨૦૧૫ માગશર વદ ૧૨ મંગળવાર તા. ૬-૧-૫૯

પરમ માંગલ્યકારી પંચ પરમેષ્ટિને ભાવપૂર્વક નમસ્કાર કરીને જ્ઞાનીઓએ સિધ્ધાંતથી સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહીં

ઠાણુંગ સિધ્ધાંત પહેલું ઠાણું. "એગે ચરિત્તે" આત્મા એક તેનું જ્ઞાન પણ એક, દર્શન પણ એક, ચારિત્ર પણ એક તે નિરપેક્ષ ચારિત્ર છે. અને વર્તમાન વર્તતી દશામાં જે સ. જ્ઞાન દર્શન ચારિત્ર.યથાર્થ છે તે સાપેક્ષ (કર્મની અપેક્ષા વાળું) ચારિત્ર છે. સમ્યક જ્ઞાન દર્શન ચારિત્રમય અભેદ આત્મા તેને સમજો તેની જ શ્રધ્ધા પ્રતીતિ અને તેમાંજ સ્થિરતારૂપ ચારિત્ર તે નિરપેક્ષ ચારિત્ર તેના સંબંધમાં સમિતિ અને ગુપ્તિનું વિવેચન ચાલે છે.

સમિતિ જો પ્રવૃતિરૂપ છે તો શુભ આશ્રયરૂપ છે. તો તત્વમાં તેને કેમ સ્થાન આપ્યું ? પ્રશ્ન બીજો સમિતિમાં સમ્યક્ પ્રવૃત્તિને સ્થાન છે એટલે તેમાં અસમ્યક્ પ્રવૃત્તિને સ્થાન નથી. એટલે તે પણ ગુપ્તિ જેવીજ છે. તો પછી તેને અલગ કેમ ગણી ? શા માટે ગણી ? પ્રશ્ન ત્રીજો જ્યારે જ્યારે સમ્યક્ પ્રવૃત્તિ હોય ત્યારે આ અસમ્યક્ પ્રવૃત્તિ હમેશના માટે હોયજ નહિ એટલે પાંચે સમિતિમાં પણ અસમ્યક્ નિવૃત્તિ આવીજ જાય છે. તો પછી ગુપ્તિનો ભેદ કાંઇ જુદો પાડવાની જરૂર રહેતી નથી. આ બધાય પ્રશ્નોનો જવાબ મેળવવાને માટે તેનું વાસ્તવિક સ્વરૂપ જાણવાનુ જરૂરી બની જાય છે. વળી શ્રદ્ધા અને સમજણ પૂર્વક મન, વચન, કાયાને ઉન્માર્ગથી રોકવા અને તેને સન્માર્ગે પ્રવર્તાવવા એ (જ્યાં સુધી શ્રધ્ધા અને સમજણ નથી ત્યાંસુધી તે ઉન્માર્ગેજ છે) ધર્મ પાલનનું આવશ્યક અંગ છે આ વાતને કોઇપણ ભુલશો નહિ. માટે ઉન્માર્ગના

ઉન્મૂલન (નાશ) માટે અને સન્માર્ગના રક્ષણના માટે ગુપ્તિ અને સમિતિનું સાત્વિક સ્વરૂપ જાણવાની ખાસ જરૂર છે. પણ અત્યારે લોકો આને જાણતાંજ નથી, અત્યારે કેટલાક જડવાદીઓ ફક્ત ક્રિયામાંજ ધર્મ માની રહ્યા છે.
ગાથા—સમજ્યા વિણ ઉપકાર શો ? સમજ્યે જીન સ્વરૂપ.

સમજ્યા વિના ઉપકાર શું વાળવાનો હતો. જ્યાં સુધી અંતર ભેદાઇને સાચું સમજાય નહિ, ત્યાં સુધી ઉપકારીઓનો ઉપકાર શો ? વળી એકલા સુષ્ક જ્ઞાનીઓ જ્ઞાનના નામે અજ્ઞાનનોજ પ્રચાર કરી રહ્યા છે. અને ત્યારેજ ગુપ્તિની અને સમિતિની સાત્વિક વિચારણાની ખાસ જરૂર છે. અરે ! ખાસ જરૂરી બનીજ જાય છે. બરાબર સમજો હવે મુનિરાજને **એક અયોગી ભાવજ સાધ્ય છે. મન વચન અને કાયાનું રૂંધન તે સર્વ યોગનું રૂંધન એવો અયોગી ભાવજ ચૌદમા ગુણ સ્થાને છે. તે ભાવજ મુનિરાજને સાધ્ય છે. અને તેની સાધના માટેજ મુનિપણું છે. બીજી કોઇપણ ભાવના માટે નથી.** તે સાધ્યની સિધ્ધિને માટેજ મુનિપણું છે અને આ ગુપ્તિને ધારણ કરે છે, આ મુનિરાજનો ઉત્સર્ગ માર્ગ છે. જ્યારે મુનિરાજ ઉત્સર્ગ માર્ગે ટકી શકતા નથી, ત્યારે તે સમિતિના માર્ગે પ્રવર્તે છે. પણ મુનિરાજ બરાબર સમજે છે કે ગુપ્તિજ નિર્જરાનું કારણ છે. ને સમિતિ તે પુણ્યાશ્રવ છે.

આ દરેક ખુલાસાનો અર્થ એ થયો કે જ્ઞાનીઓએ ગુપ્તિ બે પ્રકારે કહેલ છે. નિશ્ચય અને વ્યવહાર, નિજચિદાનંદ સ્વરૂપમાં સ્થિરતારૂપ નિર્વિકલ્પ દશા તે નિશ્ચય ગુપ્તિ રૂપ છે,

અને તેનું કાર્ય નિશ્ચયથી અયોગી દશાને પમાડવું તે છે. જે નિશ્ચયથી ક્ષાયકશ્રેણીવાળા જીવોને પ્રાપ્ત હોય છે. હવે બીજો ભેદઃ વ્યવહાર ગુપ્તિરૂપ છે, જે સાવદ્યયોગની નિ તિરૂપ હોય છે, જે ગુપ્તિમાં બુધ્ધિપૂર્વક સાવદ્યયોગની પ્રવૃતિ મુખ્યપણે નહિ હોવાથી ઉપચારથી વ્યવહાર ગુપ્તિ કહેવામાં કાંઈ હરકત કે વાંધો નથી, આ ગુપ્તિ છઠ્ઠા સાતમા ગુણુસ્થાને ઝૂલતા સમ્યક્દષ્ટિ મુનિઓને હોય છે. શરીરાદિ હોઇને તેના નિર્વાહના લક્ષે અસત્ક્રિયાના નિષેધપૂર્વક સત્ક્રિયામાં મુનિઓને જે પ્રવૃતિ થાય છે તે હેય બુધ્ધિએ પ્રવૃતિ થાય છે. માટેજ સમિતિ ગુપ્તિમાં ઘણું અંતર છે તફાવત છે, કેવળીને પણ મન વચન કાયાના યોગ પ્રવૃતે છે તે વ્યવહાર ગુપ્તિ છે, પણ ત્યાં તો નિશ્ચય ગુપ્તિનીજ મુખ્યતા છે. સાતમા ગુણુસ્થાનકથી તેરમા ગુણુસ્થાનક સુધી સાવદ્યયોગની નિવૃતિ રૂપ ગુપ્તિ છે તે વ્યવહારે ગુપ્તિ છે. જ્યારે ચૌદમા ગુણુસ્થાને સર્વ સંયમમય હોવાથી અને સંપૂર્ણ ગુપ્તિવત અવસ્થાવાળું હોય છે. એટલે કેવળ નિવૃતિરૂપ ગુપ્તિ આજ ગુણુસ્થાને હોય છે. આ પ્રમાણે સમિતિ અને ગુપ્તિનુ સ્વરૂપ જેમ છે તેમ સમજી સાધુ સાધ્વી આરાધના કરશે તો તે આરાધના દ્વારા મુક્તિના અનત સુખને પામશે.

માટે અહિં વિગતોનો સગ્રહ નહિ પણ સમ્યક્ સમજણનો ઉદય અગત્યનો છે. સમ્યક્ સમજણનું પ્રગટ થવું તેજ અગત્યનું છે. જેમાં માત્ર વાંચન, મનન કિંચિત નથી, માત્ર ચર્ચાથી ગરજ નહિ સરે, પણ વાંચન મનન ચિંતન

ચર્ચાપૂર્વક આચાર વિચારવાનુ સમય સમય પ્રવર્તન કરવું કારણુ કે સાધ્ય સિદ્ધ દશાની સાધના આ કાર્યમાં સહાયક છે જરૂર સહાયક છે. દ્રષ્ટાંત- જેમ ધૂળધોયો કીચમાંથી પણ સુવર્ણ રજકણો શોધે છે, તેમ આપણે સમય શક્તિની પ્રત્યેક રજનો ઉપયોગ અરે ! સાધ્યની સિદ્ધિ સાધનમાં સાર્થક કરીએ. આપણો આ પ્રયત્ન તે સમય સમયનો સરળ અને સહજપણે આત્મશુદ્ધિને પ્રાપ્ત કરવાનો છે. માટે શુધ્ધિ વગર સિધ્ધિ થાય તેમ નથી અને શુધ્ધિ વગર સિધ્ધિ નથી, માટે શુધ્ધિની ખાસ જરૂર છે.

એ માટે શુ કરવું જોઇએ "सव्वं अप्पे जिणे जिअं" માનવું હોય તો માનજો, લેવુ હોય તો લેજો, નહિતર મુકી દેજો. કેવળ એક આત્માને જીતી લીધા પછી એટલે કષાયો ઉપર વિજય મેળવ્યા પછી, વિષયો ઉપર વાસનાઓ ઉપર વિજય પ્રાપ્ત કરવાથી સર્વ કાંઇ જીતી લેવાય છે. પછી કાંઇ જીતવાનું બાકી રહેતું નથી. સર્વપર વિજય કરવાની આ ચાવી છે. કે આત્માને જીતી લેવો એક આત્માને જીતવાથી સર્વને જીતી શકાય છે આત્માને જીતવાની તક મળી છે, તે જીવતી રાખી છે કે નહિ ?

દ્રષ્ટાંતથી સમજો. એક રાજાને કોઇ કારણુસર ભંડારમાંથી દાગીના, નંગો, હીરા, માણેક, મોતી વેચવાનો વખત આવ્યો અને તેથી તેણે તે દાગીના વેચવા કાઢયા. અને ઝવેરીઓને કચેરીમાં બોલાવ્યા. હવે રાજા દિવાન અને ઝવેરીઓની હાજરીમાં એકઠા થયેલા ઝવેરીઓને દાગીના

દેખાડવામાં આવ્યા. બધાય દાગીના જોઇ લીધા પછી રાજાએ ઝવેરીઓને કહ્યું કે આજે તમે ઘેર જાઓ અને કાલે કચેરીના સમયે તમે આવજો અને પરવડતુ મુલ્ય જણાવજો. બધા ઝવેરીઓ પોતપોતાને ઘરે ગયા. એક ઝવેરીને એક દાગીનામાં જડાએલા એક હીરાની ઉપર નજર ચોટી ગઈ (આત્મા હીરા સમાન છે) આ નગ !

આ કાયામાં ચેતન હીરો ભુલી કાં ભવમાંહી ભમો.

આ હીરો તે તો અમુલ્ય છે, પણ હજુ બરાબર ગોઠવાયો નથી, કારીગરને યથાર્થ રીતે એ ગોઠવતાં આવડયુ નથી, અને તેના ઉપર તેણે પોતાની કારીગરી કેળવી નથી. જો નંગની યોગ્ય કારીગરી થાય તો તે મુગુટનું અમૂલ્ય નંગ બને તેમ છે. બીજે દિવસે નક્કી કર્યા વખતે બધાય ઝવેરીઓ આવ્યા પણ પેલો ઝવેરી વેપારી એકજ કે જેને હીરાની કીંમત હૃદયમાં બરાબર જડી હતી તે કોઇ કારણસર આવી શકયો નહિ. હવે માલ બધા લઇ ગયા. રાજાને તો માલ વેચવાનોજ હતો. મૂલ્યમાં જે આગળ વધ્યા તે વેપારીઓ તે પ્રમાણે માલ લઇ ગયા. અલંકારો લઇ ગયા. હવે મોડેથી પેલો વેપારી આવ્યો અને પેલો દાગીનો ગોતવા માંડયો. ત્યારે અધિકારીઓએ પેલો દાગીનો વેચાઈ ગયાનું જણાવ્યું ત્યારે તેણે પુછ્યું તે દાગીનો કેટલામાં ગયો ? અધિકારીઓએ તેને જણાવ્યું ત્યારે તેણે ઉપાલંભ એટલે ઠપકા રીતે કહ્યું બેદરકારી આવી ? આવો મૂલ્યવાન દાગીનો અલંકાર આવી નજીવી કીંમતમાં આપી દીધો ? આવી બેદરકારી ? આવી

મુર્ખાઇ ? આવી ગાંડાઇ અરે અધિકારીઓ ! મોટી ભુલ કરી.

અધિકારીઓએ જણાવ્યું શેઠ તમે શ્રીમંત છો, ઝવેરી છો, પરંતુ શિસ્તનો ભંગ કરીને વર્તમાન બોલો છો તે યુક્ત નથી, બરાબર નથી, અમે તો તે નંગની કીંમત જાણતા ન હતા, એટલે જે મળ્યું તેટલામાં વેચ્યું પણ તમે તો જાણતા હતા અને ભર કચેરીમાં હતા અને તમે પણ જોયું હતું ને ? વળી તમને આજનો ટાઇમ પણ આપવામાં આવ્યો હતો ને ? છતાં તમે આવીને કેમ ખરીદ ન કર્યું ? તો પછી ભુલ તો તમારી કે અમારી ? એમ અધિકારીઓએ કહ્યું. બોલો ? હવે ઝવેરી શું બોલે. મુર્ખાઇ વેચનારની હતી કે મુલ્ય જાણવા છતાં ન લેનારની હતી ? ખરેખર તો લેવામાં બેદરકાર રહી, તક ખોનારનીજ મૂર્ખાઈ હતી. એજ ન્યાયે "એગે આયા એગે નાણે એગે ચરિત્તે" એટલે દર્શન જ્ઞાન ચારિત્રમય નિરપેક્ષ એકજ આત્મા છે તે અમૂલ્ય રત્ન છે. અમુલ્ય રત્નસમાન છે. તેમ પરમ તારક ગુરૂદેવ પાસેથી સાંભળીને સમજીને તેને પામવા માટે જરા પણ પુરૂષાર્થ ન કરે તો તેને પણ પેલા ઝવેરીના જેવીજ ઠપકો પામવા જેવી દશા થાય. અથવા ઠપકાપાત્ર ગણવો કે શું ?

જ્ઞાન દર્શન ચારિત્રમય આત્મા નિરપેક્ષ છે હવે નિરપેક્ષ એવા આત્માનું લક્ષણ સદ્દગુરૂ પાસેથી સાંભળ્યા પછી જાણ્યા પછી પણ પોતે પોતાનો પુરૂષાર્થ ન કરે અને સમિતિ ગુપ્તિનું સ્વરૂપ સમજીને આગળ વધે નહિ અને

બંધ કારણે, રાગ દ્વેષ માહેનું સેવન સતત ચાલ્યા જ કરતું હોય, બધુંય જાણ્યા પછી ગુરૂગમ મળેલી તક ગુમાવે તો મૂર્ખાઈ કોની? સાંપડેલી તક ગુમાવનારનીજ મૂર્ખાઈ છે, માટે હવે બધ કારણે સેવેલા રાગ દ્વેષને તિલાજલી આપી દેજો. અને સમિતિ ગુપ્તિનુ સાચું સ્વરૂપ સમજીને સમ્યક્ જ્ઞાન દર્શન ચરિત્રનુ આરાધન કરી સાંપડેલી તકનું યથાર્થ પાલન કરી મોક્ષને સાધી લેનાર-એજ સાચી તકનો લાભ છે. સાચી તકનો લાભ લઇ સમિતિ ગુપ્તિનું પાલન કરી જે જીવ જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરશે તે જીવ જરૂર મોક્ષને પામશે.

---

## વ્યાખ્યાન નં. ૧૮

### માગશર વદ ૧૪ ને બુધવાર તા. ૭-૧-૫૯

પંચ પરમેષ્ટીને ભાવપૂર્વક પૂર્ણ પદની પ્રાપ્તિને માટે નમસ્કાર કરીને સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત. પહેલું ઘાણુ "એગે ચરિત્તે" આત્મા એક, તેનું જ્ઞાન પણ એક ચારિત્ર પણ એક, આવો અભેદ આત્મા. તે આત્મા ચારિત્રમય જ છે. તે નિરપેક્ષ ચારિત્ર છે. અને વર્તમાન વર્તતી દશામાં જ્ઞાન, દર્શન, ચારિત્ર જ પ્રગટ્યું છે તે સાપેક્ષ ચારિત્ર છે. કર્મનું અપેક્ષા વાળુ છે. આત્મા એક ચારિત્રમય જ છે. અને તે નિરપેક્ષ ચારિત્ર છે.

નિરપેક્ષ અને સાપેક્ષ ચારિત્ર આ બનેનું સ્વરૂપ સમજીને જીવ જ્યારે પોતાના તરફ વીર્યને વાળીને સ્વરૂપમાં સ્થિર

થાય છે. ત્યારે ચિત્ત પ્રસન્નતા વધતી જાય છે. અને ત્યારે તે પોતાનું સાપેક્ષ ચારિત્ર જાણવા માંગે છે. અને પોતાનું વીર્ય પોતા તરફ વાળે છે. અને તેથી જેમ જેમ જાણુતો જાય છે તેમ તેમ ચિત્ત પ્રસન્નતા વધતી જાય છે. તે સળંગ અને સઘળી (જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ) આરાધનાનું ફળ છે. રહસ્ય છે. જીવનની પ્રત્યેક પ્રવૃત્તિ એટલે તે પ્રત્યેક પ્રવૃત્તિ દ્વારા પણ છેવટે ચિત્ત પ્રસન્નતા જ મેળવવાની છે. ગાથા—

पुज्जा जस्स पसीयन्ति संबुध्धा सथुया ।
पसन्ना लभइस्सन्ति विउल अट्ठियं सुयं ॥
(ગાથા—ઉ. સૂ. અ. ૧ લું)

દરેક સાધુ સાધ્વીને શ્રાવક શ્રાવિકાઓને જીવનની દરેક પ્રવૃત્તિ દ્વારા રાજચિત્ત પ્રસન્નતા ટકી રહે, અન્યથા પ્રસન્નતા ટકે નહિ. એ માન્યતા ભૂલ ભરેલી છે. એટલે આનંદ પ્રસન્નતા એ બહારનો વિષય છે જ નહિ. આપણે ઘણીવાર બહારની સ્થિતિને નકામુ મહત્ત્વ આપી દઇએ છીએ. જરા અનુકુળતા આવે એટલે મહત્વ આપીએ છીએ અને આપણું સ્વાધિન તત્વ નિરપેક્ષ ચારિત્ર છે. તે સ્વતઃ સિધ્ધ ચીજ છે. તેને ઓળખવાની ઉપેક્ષા કરીને બેસીએ છીએ એ પરિણામે આપણે પરાધિન જ છીએ. જ્યાં સુધી આ ચાલશે ત્યાં સુધી પરાધિનતા જ છે. જાણે ઉપેક્ષા આપણી પાસે કશીજ શક્તિ નથી. એવો ભ્રમ આપણામાં ઘર કરી ગયો છે. તે સાપેક્ષ નિરપેક્ષ ચારિત્રની ઉપેક્ષા અનાદિની છે અને તેના કારણે આપણે પરાધિનજ છીએ.

જીવનની દરેક પળે ચિત્તની પ્રસન્નતાનું વેદન થવું જ જોઇએ (જીવ સાપેક્ષ નિરપેક્ષ તો જરૂર પ્રસન્નતા થાયજ) તેનાથી સહનશીલતા. તીતિક્ષા, સહન કરવાની શક્તિ, માર્દવ ગુણ, ક્ષમા, આવા દૈવી ગુણો કુદરતી રીતે આપણામાં ઉગી નીકળે છે. અને હંમેશના માટે આપણે પ્રસન્ન મુખમુદ્રા જાળવી રાખીશું. સમજો માનસ શાસ્ત્રની દ્રષ્ટિએ (માનસ-શાસ્ત્ર છે અને આધ્યાત્મશાસ્ત્ર પણ છે) આરોગ્યનું પગરણ પ્રસન્નતા અને નિરવ્યાજ સેવાથી મંડાય છે અને વિચારો કદી પણ ગુપ્ત રહી શકતા નથી. પ્રભુ મહાવીર દેવના આ અમૂલ્ય વચનો છે. તુ ગમે તેટલા ઢાંકપછેડાં કર પણ તે તારા છુપાવ્યા છુપાય નહિ.

માણુસની મુખાકૃતિ એ એના હૃદયનું ટેલીવીઝન છે. ભલે આજે સામેના ગુપ્ત વિચારોને જાણવાનું યંત્ર વિજ્ઞાન શોધી નથી શક્યું, શોધી નથી શકાયું. છતાં પણ માનવની મુખમુદ્રા તેની મુખાકૃતિ એના વિચારોની ઝાખી તો અવશ્ય કરાવી દે છે. બરાબર એજ દ્રષ્ટાંતે આધ્યાત્મિક માનવશાસ્ત્રની દ્રષ્ટિએ પણ આરૂગ્ગં, બોહિલાભં. (જ્ઞાન દર્શન ચારિત્ર)નું પગરણ ચિત્ત પ્રસન્નતાથી મંડાય છે. આત્માની ચિત્તપ્રસન્નતા એજ આત્માનું ટેલીવીઝન છે.

## किं नामे ? किं गोते कस्स ठाए व माहणे.

આત્માની સાચી ચિત્ત પ્રસન્તાનો આત્માના આરૂગ્ગં બોહીલાભંની ઝાંખી તો અવશ્ય કરાવી દે છે. દષ્ટાંત–ક્ષિય રાજ રૂષિ અને સંપતિ રાજાના અરસપરસ ભેટા થયા

ત્યારે પ્રથમજ એના મુખની પ્રસન્નતા ઉપરથી તેઓ જ્ઞાન દર્શનને પામ્યા છે, તેની ખાત્રી થઇ ગઇ હતી, ને પછી તો શાસ્ત્રમાં પ્રશ્નોતરી ચાલી હતી. એવી ઘણીએ પ્રશ્નોતરી ચાલી હતી, અને છેવટે તેઓ સાપેક્ષ અને નિરપેક્ષ બંને તત્ત્વોને આચરીને મોક્ષને પામ્યા છે. તેમ તમે પણ આત્મકલ્યાણ કરવાને માટે સાચા જ્ઞાનીને શરણે જાવ! અને જ્ઞાનીનાં માર્ગજ શ્રેષ્ઠ છે. (એક અક્ષર પણ આમાં જવા દેવાનો નથી. બરાબર સમજો.) ઉત્તમ છે. જ્ઞાનીનો માર્ગ આત્માના સ્વરૂપની સાચી સમાધિવાળો છે. અહિંસાના પાલન માટે જીવોની જાતનું જ્ઞાન પ્રાપ્ત કરો, જરૂર પ્રાપ્ત કરો. દ્રવ્ય અહિંસા અને ભાવ અહિંસાને સમજો. દ્રવ્ય ચારિત્ર, ભાવ ચારિત્રને સમજો! જે સમજ્યા તે તરી ગયા અને તે સાચી મુક્તિને પામ્યા. સમજ્યેજ તારી મુક્તિ છે.

ચૈતન્ય દ્રષ્ટિએ બધાય આત્મા એક સરખા છે. "સર્વાત્મમાં સમદષ્ટિ દ્યો, આ વચનને હૃદયે લખો" એમ શ્રદ્ધાપૂર્વક પ્રતીતિપૂર્વક જ્ઞાનીઓ કહી ગયા છે. તમે માનો માનો ને માનો, કાં માનતા નથી? પેટમા શું દુઃખે છે? અન્ય આત્માઓને આપણી અનુસુચિ, કાર્યવાહીથી ઉત્પન્ન થતાં દુઃખના અનુભવનો ચિતાર તારા હૃદયમાં એક વાર તો ખડો કર. ધ્યાનમાં રાખો બરાબર સમજો. અન્યને મારીને જીવવું એ પણ મરવા બરાબરજ છે. જેને તું મારવા જાય છે તે તુ પોતેજ છે, અન્યને મારવાના પરિણામ તે તું પોતેજ છે, એમ આચારાંગ સૂત્રમાં પાઠ છે. આમ સમજો અને દયાના ઝરણાંને તમે તમારા હૃદયમાં વહેતા રાખો!

અહિંસાનું પાલન ત્યારેજ થશે. કહેવરાવવું છે કે અમે અહિંસક છીએ, અને અહિંસાના ઠેકાણાંય હોતા નથી.

**'અહિંસા પરમો ધર્મ'** હવે અહિંસા પરમો ધર્મ તેને નિશ્ચયથી અને વ્યવહારથી બરાબર સમજો. સમજ્યા વગર સંસારનો અંત ત્રણુકાળમાં આવ્યો નથી અને આવશે પણ નહી. અને જો સંસારનો અંત લાવવો હોય તો નિશ્ચય વ્યવહાર બંનેને સમજીને સ્વરૂપમાં ઢળશે તે જીવ સર્વપૂર્ણ સાધ્ય દશાને પામશે.

વર્તમાન વર્તતી પર્યાયમાં પરલક્ષે કષાયો ઉભાં થાય છે, તેનાથી આત્મા જીતાયેલો છે, તો તે આત્માનો પરાજય છે અને તે ઉત્પન્ન થતાં કષાયોને ઉપાધિભાવ છે એમ જાણીને પોતા તરફ વળી જતાં **સર્વ કષાયો જીતાય તેજ આત્માનો વિજય છે.** જે આત્માઓએ કષાયને જીત્યા છે તેનો જય છે. સિકંદર નામનો બાદશાહ થઇ ગયો તેણે આખી દુનિયામાં જય કર્યો એમ માને છે, પણ સિકંદરનો તો પરાજય છે.

સમજો, સમજવા જેવી આ વાત છે. મહાન સિકંદર જ્યારે વિજય કરવાને નીકળ્યો ત્યારે પારમેમિંયાએ એ સિકંદર બાદશાહની મહત્વઆકાંક્ષાની સામે ભારેમાં ભારે તેની સમસ્યા રજુ કરી દીધી. એક બાજુ અનંતી તૃષ્ણા અને આકાંક્ષા, બીજી બાજુ ભારેમાં ભારે સમસ્યા રજુ કર્યા પછી પારેમિંયાએ પૂછ્યું. ઈરાન જીત્યા પછી આપ શું કરશો ? સિકદરે કહ્યું પછી ભારત જીતીશ. પારેમિંયાએ

પૂછ્યું ? ભારત જીત્યા પછી આપ શું કરશો ? પછી શિરિઆમાં મ્હારો અધિકાર જમાવીશ, સીકંદરે પ્રત્યુત્તર વાળ્યો. પરંતુ શિરિઆં મેળવ્યા પછી શું ? પારેમિંયાની એ પ્રશ્નોતરી પરંપરા ચાલુજ હતી. પછી શાંતિથી બેસીને આરામ કરીશ એમ સિકંદર બોલ્યા. તે વખતે મુકત હાસ્ય વેરતાં પારેમીંયાએ કહ્યું તો પછી આજથી શાંતિથી બેસીને આરામ કેમ નથી કરતા ? મહાન સિકંદર પ્રત્યુત્તર વાળી શક્યો નહિ. પણ સિકંદરનો આ મહાન પરાજય હતો, સર્વથી મોટો પરાજય હતો. આમાંથી સાર કાઢો કે યુધ્ધની હાર તે પરાજય નહિ, ધનનો નાશ તે પરાજય નથી, કીર્તિનો નાશ તે પરાજય નથી પરંતુ જીવનની નિષ્ફળતા તેજ પરાજય છે. ત્યારે જય શું છે ? તે પ્રશ્ન આવતામાં જ્ઞાનીઓ ફરમાવે છે કે ' ઉ. સૂ. અ. ૯ મું

" एगं जिणेज्ज अप्पाणं, एस से परमो जओ. "

એક આત્માને જીત્યો એજ ઉત્કૃષ્ટ જય છે, પરમ જય છે. તો આવો પરમોત્કૃષ્ટ જય કોના દ્વારા થઇ શકશે ? એ પ્રશ્નના ઉત્તર રૂપે વીર પરમાત્મા ફરમાવે છે કે अप्पाणमेव मप्पाणं जिणिषा सुह मेहए (ઉ. સુ. અ. ૯ મું) આત્મા વડે જ આત્માને જીતીને સુખ મેળવો જે દુરાત્માને જીતે છે તેને જ ધર્મ થાય છે અને એવા ધર્મી જીવનાંજ રાત્રિ અને દિવસો સફળ છે. " जाजा वृज्जइ रयणी, न सा पडिनियत्तई धम्मं च कुणमाणस्स, सफला जन्ति राईओ ॥

યુધ્ધના હાર્યે પરાજય નથી. પણ જીવનના હેતુ માટે

માનવભવ પ્રાપ્ત થયો છે. તે હેતુ માટે ન જત્રા પણુ એ મોટામાં મોટો પરાજય છે.

મોક્ષની પ્રાપ્તિ માટે આ ભવ મળ્યો છે. પારમિંયાના પ્રશ્નની જેમ આપણે પણ આપણી જાતને શું ક્યારેય પ્રશ્નો પૂછયાં છે ? ઉત્તર ના. અરર ! ના કેમ ? કા ભલાં ? ધન કમાઇને આપણે શુ કરવાનું છે ? શ્રીમદ્ કહે છે કે–

લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો ?
શું કુટુંબ કે પરિવારથી વધવાપણુ તે નયગૃહો ?
વધવાપણુ સંસારનું નરદેહને હારી જવો ?
તેનો વિચાર નહિ અહો હો એક પળ તમને હવો ?

જોયું સંસારના આ કાર્યો ને આ કાર્યોના કાર્યો કર્યા પછી શું કરવું ? સિકંદરની માફક આપણે પણ સસારની મૃગજળ ભૂમીઓ જીતવામાં રોકાએલા છીએ ? પારમિયાનો આ પ્રશ્ન છે. માત્ર જુદા જુદા દેશો જીતવા સબંધીનો આ પ્રશ્ન નથી પરંતુ સંસાર કાર્યોમાં આ કરૂં ને પેલુ કરૂ. ગાથા ૬, સુ. અધ્યયન ૧૪ મું

**इमंच मे अत्थि इमंच नत्थि, इमंच मे किच्च इमं अकिच्च ।**
**तं एवमेवं लालप्पमाणं हरा हरंति कहं पमाओच्च ॥**

આમ કરૂ તેમ કરૂ પછી શુ કરશો ? આ કરશું ? પછી શું ? આમ પછી પછીના વમળમાં પડેલા દરેકની સામે આ પ્રશ્ન છે, કહો, તેનો જવાબ છે ? ના નથી તો કહો હાર છે કે જીત ? આ પ્રશ્નને કોઇપણુ જીવ સામાન્ય ન માને ? આ પ્રશ્નથી જે મહાન પરાજયમા આવેલો જીવ જો વિચારની શ્રેણીએ ચડી જાય તો તેની વિચારણામાથી હેય, જ્ઞેય, ને ઉપાદેયની સાચી સમજણ જાગશે. શું

ત્યાગવા યોગ્ય છે ? શું જાણુવા યોગ્ય છે ? શું આદરવા ને કરવા યોગ્ય છે ? હું પોતે શું કરી રહ્યો છુ ? હું કોણુ છું ? કયાંથી થયો છું ?

"હું કોણુ છું કયાંથી થયો, શું સ્વરૂપ છે મારૂં ખરૂં,
કોના સંબંધે વળગણુા છે, રાખું કે એ પરિહરૂ."

એના વિચાર વિવેક પૂર્વક શાંત ભાવે જો કર્યા, તો સર્વ આત્મિક જ્ઞાનના સિધ્ધાંત તત્ત્વો અનુભવ્યા ? કયાં જઈ રહ્યો છું ? શું કરવાને સમર્થ છું ? મારે કયાં જવું જોઇએ ? મારૂં કર્તવ્ય શુ છે ? મરીને હું કયાં જઇશ ? આ વિચારણામાં નવજીવનના દરેક શ્રેષ્ઠ વિચારો નક્કી કર્યા પછી અંદર અંતર પ્રદેશના વિજયની પરંપરા પ્રગટાવે છે ?

શ્રી શાંતિનાથ પ્રભુ ! કુંથુનાથ પ્રભુ ! અરનાથ, ભગવંતો અર્હંત હતા ! તેઓ તેજ ભવમાં તિર્થંકર હતા ને ચક્રવર્તિ પણ હતા. બત્રીસ હજાર મુગુટબંધ રાજાઓ એમનો પડેલો બોલ ઝીલતા હતા, ખમા ખમા કરતા હતા, ચોસઠ હજાર રાજકન્યાઓને તેઓ પરણ્યા હતા, હજારો દેવતાઓ તેમના અંગોપાંગની રક્ષા કરતા હતા, એવું બધુ ત્યાગીને તેઓ અપરિગ્રહી બન્યા, વંદનીય, પૂજનીય, સાચા સાધુ બન્યા. શરીરના અને વસ્ત્રોના મમત્વને ફગાવા દઇને એજ ભવે મોક્ષને પામ્યા.

કલ્યાણુ કેવી રીતે થાય તે તો જરૂર જાણુવુ જ જોઇશે? દીક્ષા લીધે માટી નહિ થવાય, સંયમ પાળવું પડશે,

સમ્યકત્વ અધ્યાત્મવાદની ક્રિયા વિના શુષ્ક ક્રિયા કહેવાય. ઘન ગાજે અને મયુર નાચે તેમ અધ્યાત્મની વાત સાંભળી ધર્મી નાચી ઉઠે છે, ધર્મ પ્રવૃતિમાં રક્ત એવા આત્મામાં અધ્યાત્મ આવી જાય તો મુક્તિ કંઠમાં વરમાળા રોપે ! પરલોક સુધરી જાય, ધર્મી ભોટ ન હોય, ભક્ત હોય. પોતાના માર્ગદર્શક પર વિશ્વાસ આવ્યા પછી દલીલ પણ ન કરે, સમજુ હોય તો ધર્મી બને તેને કેટલી બધી ગુરૂભક્તિ હોય ! ઘણી ભક્તિ હોય.

પંડિત મરણ, સમાધિ મરણ, જ્ઞાન મરણ તેજ મેળવે કે જે એકાંત ધર્મ આરાધતો હોય. ધર્મની ક્રિયા વેઠથી કરતાં હોય તો કર્મબંધન થાય અને સંસારની ક્રિયા વેઠરૂપ માની થાય તો કર્મ છુટી જાય. જીવે અનંતિવાર ધર્મક્રિયા કરી છે, પણ વેઠથીજ કરી છે તેથી કર્મ બંધનરૂપજ થઇ છે આ ભૂલવા જેવું નથી. આજે ઉંધુ થઇ રહ્યું છે, ધર્મની ક્રિયામાં વેઠ માનો છો તેને છોડો, અધ્યાત્મ આવે તેને વિષયો મીઠા ન લાગે પણ અખંડ બ્રહ્મચર્ય મીઠું લાગે. આધ્યાત્મ આવે તેને ધર્મક્રિયા ગમેજ, શીલ મીઠું લાગે. ખાવામાં રસ ન આવે, તપમાં તેને રસ આવે.

રાગ એ અગ્નિજવાળા છે અને સમ્યક્ જ્ઞાનગર્ભીત વૈરાગ તે અમૃતના કુંડ છે, રાગદ્વેષ સામે સાવચેત સાધક યોગી હોય, કદાચ રાગદ્વેષ થઇ જાય તેથી સાધકપણું ચાલ્યું જતું નથી. પણ સાધક યોગી રાગદ્વેષ સામે ચેતતોજ હોય, ગમે તેવા નિમિત્તો ખડકાય, ગમે તેવા એકાંતો બની જાય

પણ ગાફેલ ન રહે- અધ્યાત્મ શાસ્રના વાંચનથી થયેલું સંતોષનુ સુખ જેણે અનુભવ્યું તેની પાસે રાજા કુબેર કે ઈંદ્રની રૂધ્ધિ કાંઈજ હિસાબમાં નથી. આ ટાણું ઘરે આવ્યા તમે વધાવી લેજો, જીવનમા થયેલું એકપણ પાપ મરતાં પહેલાં હૈયામાં ન રહેવું જોઇએ પણ યોગ્યને કહીને પ્રાયશ્ચિત લઇને કાઢી નાંખવું જોઇએ. હૈયાના ભાવ વગર મોઢથી સારો એક પણ શબ્દ બોલીએ તોપણ ફીક્કો લાગે, સારૂં ખોટું બંનેને જાણીને ખોટું તજી સારૂ લઇ, સંયમ લઇ તનતોડ મહેનત કરતો હોય તેનું નામ પંડિત.

હે જીવ કઈ ગતિમાંથી તું આવ્યો છે ? અને કઈ ગતિમાં તુ જવાનો છે ? જો તારે ઉચ્ચ ગતિમાં જવું હોય તો મોહરાજાના ઘરમાં તારે જવું જ નહિ. કાંઈ ધર્મ ધુરંધર ગુરૂદેવ આવ્યા હોય તેની વાતને માન મોહના ઘરમાં જવાનું છોડી દે ? મોહરાજાએ તને નિર્માલ્ય બનાવી દીધો છે, તેના ફંદામાં ફસાઇ ગયો છું તેમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન તો કર !

રે આત્મ તારો ! આત્મ તારો ! શીઘ્ર તેને ઓળખો ! સર્વાત્મમાં સમદ્રષ્ટિ દ્યો. આ વચનને હ્રદયે લખો. અને તારૂં ચિત્ત ધર્મ માર્ગે જોડ. આને વિચારતાં ચિત્ત પ્રસન્ન થશે ! તે સર્વ આરાધનાનુ રહસ્ય છે. જે આત્મા કષાય પર વિજય મેળવે છે, તેનો બધે વિજય છે. સ્વરૂપ લક્ષે આત્મ અનુભવ કરશે તે જીવ એક ભવ કરીને મોક્ષના અનંતસુખને પામશે.

---

# વ્યાખ્યાન નં. ૧૯ મું

## સં. ૨૦૧૮ માગશર વદી ૦)) ગુરૂવાર તા. ૮-૧-૫૯

પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલુ અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાત, અહીં ઠાણાંગ સિધ્ધાંત તેનું પહેલું ઠાણું એગે ચરિત્તે તે નિરપેક્ષ છે, **अगे चरित्ते** ચારિત્ર એક છે આત્મા એક તેનું જ્ઞાન એક દર્શન એક અને ચારિત્ર પણ એક છે. તે નિરપેક્ષ ચારિત્ર છે, અને વર્તમાન વર્તતી દશામાં જે (જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ દશા) પર્યાય પ્રગટી તે સાપેક્ષ ચારિત્ર છે. અનંત શક્તિમય આત્મા પોતેજ સ્વયં નિરપેક્ષ છે. તેને જાણ્યા વગર સાપેક્ષ વસ્તુની સમજણ પડતી નથી. તેને જાણે શ્રધ્ધે અને સ્થિર થાય તો નિર્મળ પર્યાય પ્રગટે તે જ્ઞાન દર્શન ચારિત્રરૂપ નિરપેક્ષ ચારિત્ર . આત્મા સત્ છે, તે સત્ સ્વરૂપી આત્માની સમજણ પ્રતીતિ શ્રધ્ધા આવ્યા વગર સત્ સ્વરૂપની પ્રાપ્તિ થઈ નથી, થવાની નથી.

ચોથા ગુણસ્થાનકનું નામ અવિરતિ સમ્યક્ દ્રષ્ટિ છે. ત્યાં વિરતિપણું નથી તો વિરતિપણા વિના સમ્યક્દર્શન જ્ઞાન છે. સમ્યક્ દ્રષ્ટિને સંસાર ભ્રમણ નથી. મિથ્યા દ્રષ્ટિની ક્રિયા અફળ છે. એટલે પુણ્ય પાપ ફળનું બેસવાપણું છે. અને સમ્યક્દ્રષ્ટિની ક્રિયાનુ સસાર હેતુ . અફળપણું એટલે સંસારના ફળનું બેસવાપણું નથી. એટલે ત્યા સકામ નિર્જરા છે.

સમ્યક્દ્રષ્ટિને હાસ્ય શોકાદિ ગમે તેવા પ્રસંગો આવીને ઉભા રહે તો પણ તે સર્વ પ્રસંગોમા તદ્દન એકાકાર થાય જ નહિ. સમ્યક્ દષ્ટિના નિર્ધ્વંસ પરિણામ થાયજ નહિ.

બહુજ સાવધાન હોય, નિરપેક્ષ સ્વરૂપની સમજણ જેના રગેરગમાં વ્યાપી છે, નિરપેક્ષ સ્વરૂપનું લક્ષ જેના રગેરગમાં વ્યાપીને રહેલું છે ને તેથીજ તે સાવધાન રહે છે.

સ્વચ્છંદે કલ્પના કરવી તે ભ્રાંતિ છે, સ્વછંદ ટાળે તો તો મોક્ષ થાય. छंद निरोहि उवेइ मोकखं છદો તે દર્શનમોહ છે. દર્શનમોહ તે સ્વચ્છંદ છે ને ભ્રાતિ તે દર્શનમોહ છે. અને ચારિત્ર મોહ તે પ્રતિબધ છે. હવે સ્વછંદ ટાળે તો તે જીવનો મોક્ષ થાય. પણ આમ નહિ આ તો આમ હશે. એવો જે ભાવ તે શંકા, સમજવા માટે વિચાર કરી પુછવું તે આશંકા કહેવાય. પોતાથી ન સમજાય તે આશંકા મોહનીય કહેવાય. સાચું સાંભળ્યું હોય, જાણ્યું હોય, સમજાયું હોય છતાં સાચો ભાવ આવે નહિ તે પણ આશકા મોહનીય, પોતાથી ન સમજાય તે તે પુછવું. મુળ (આત્માને) જાણ્યા પછી સામાન્ય અવબોધ થયા પછી ઉત્તર વિષયના વિશેષને જાણવાની ઇચ્છા થાય. **'एगे चरित्ते'** નિરપેક્ષ તત્વને જાણ્યા પછી ઉત્તર વિષય વિશેષ જાણવા આશકા થાય તેનું સમ્યક્ત્વ જાય નહિ. અર્થાત તે પતિત હોય નહી.

ખોટી ભ્રાંતિ થાય તે શંકા તેમાં જીવ અનાદિ કાળથી પડયો છે. ખોટી ભ્રાંતિ અને અનંતાનુબંધી તે બન્નેનો અવીનાભાવી સંબંધ છે. ખોટી ભ્રાંતિ (શંકા) હોય ત્યાં અનંતાનુબધી હોય, અનંતાનુંબંધી હોય ત્યાં ખોટી ભ્રાંતિ (શંકા) હોય. નિરપેક્ષ ચારિત્રના લક્ષે જો સ્વરૂપને સમજે

તો ખોટી ભ્રાંતિ ઉડી જાય છે ને જ્ઞાન દર્શન ચારિત્રરૂપ સાપેક્ષ ચારિત્રને પામે. અણસમજણે દોષ જુઓ તો તે અણસમજણનો દોષ પણ તેથી સમકિત જાય નહી. પણ અણપ્રતીતિએ જો દોષ જુઓ તો મિથ્યાત્વ છે, સમ્યક્દૃષ્ટિ ગૃહસ્થો એવા હોવા જોઇએ કે (ભલે તે સંસારમાં હોય) તેની પ્રતીતિ દુશ્મનો પણ કરે એમ શાસ્ત્રમાં કહ્યું છે. જ્ઞાનીઓએ કહ્યું છે તાત્પર્ય એ કે આવા નિષ્કલંક ધર્મ પાળનારા હેવા જોઇએ. જ્યારે જીવમાં સમ્યક્દર્શન થાય ત્યારે તે સમ્યક્દૃષ્ટિના જીવનમા લોકનિંદનીય કાર્ય થાયજ નહિ. અને અભક્ષ આહાર હોય નહિ પૂર્વના પુણ્યે મળેલાં ભોગોમાં સુખબુધ્ધિ ન હોય આ ત્રણ ગુણ તેનામાં હોય તેનાથી તે નિષ્કલક જીવન પાળનારાં હોય. સમ્યક્દૃષ્ટિ જીવો ડર્યા વિના ચાલે નહિ. એવાં પૂર્વના ઉદયના લીધે લોકવ્યવહાર નિર્દોષપણે અને લજ્જાયમાનપણે કરે. પ્રવૃતિ કરવી જોઇએ. (શું વાત કરવી ?) (એ પ્રવૃતિ કરે છે પણ ક્યાં ઊભો છે.) એથી શુભાશુભ જેમ બનવાનું હશે તેમ બનશે, એવી દૃઢ માન્યતાની સાથે ઉપલક પ્રવૃતિ કરે છે.

સમ્યક્દૃષ્ટિ જીવો ઉદયવિશેષને લઇને વ્યવહારમાં પણ અંતરાત્મ દૃષ્ટિને ચુકતા નથી, અવિરતિ સમ્યક્દૃષ્ટિને આચરણમાં વ્રત નથી હોતું, તોપણ સમ્યક્દર્શન આવ્યા પછી ન વમે તો વધારેમાં વધારે પંદર ભવે અને વમે તો અર્ધ પુદ્ગલ પરાવર્તન કાળ સંસારમાં હોય, અને જો ન વમે તો પંદર ભવે નિપમા મોક્ષે જાય. એવુ સમ્યક્દૃષ્ટિનું બળ છે માટે एगे चरित्ते, एगे नाणे, एगे दंसणे, एगे आया

કરે છે) અને એ અઘટિત કાર્યમાં તેમણે જે જ્ઞાન, દર્શન, ચારિત્ર પામ્યા હતા તેનાથી ઉત્પન્ન થયેલ તે તેજુલેશ્યા છોડી જેની ખોજ માટે પોતે જે સંયમ ધારણ કર્યો છે તેનીજ ખોજમાં બાધક એવા તત્ત્વને ગ્રહણ કરવાથી મુક્તિને દૂર ઠેલી દીધી, જ્યારે સંયમમાં હતા ત્યારે રૂપનંદા નામે ચક્રવર્તિની સ્ત્રી રત્ન (રાણી) દર્શનાર્થે આવ્યા ત્યારે તેના રૂપમાં મોહીને નિયાણું બાંધ્યું કે મારા તપ સંયમના ફળમાં મને આ ભવે કે આવતા ભવે મને આવું ચક્રવર્તિપણું પ્રાપ્ત થાવ અને આવું સ્ત્રીરત્ન મને સાંપડો.

(આ મુનિ પ્રથમ પ્રતિકૂળ અને અત્યારે અનુકૂળ પરિસહમાં લેવાઇને બંને પરિસહથી જીતાઇ ગયાં) ચિત્ત મુનિના સમજાવ્યા છતાં પોતે સાચા માર્ગે ન વળ્યાં, સમજાવનાર સમજાવે પણ પોતાના ઉપાદાન વગર કાંઈજ ન વળે. હવે પોતાનું ધ્યેય લોકોત્તર સુખ પ્રાપ્ત કરવાનું હતું. તેની વચમાંજ વાસનાના ઘોડાપુરમાં તણાઈ જઇને લૌકિક સુખની ચાહના કરી આથી એકે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને બીજાએ સંસાર વધાર્યો, ભવવૃધ્ધિ કરી.

આ પ્રમાણે જે પોતાના સાવધ માર્ગમાં સાવચેત ન રહી પ્રાપ્તિના માર્ગમાં સાવચેત ન રહી શકે તો તે ધ્યેયથી ચલિત બને છે ને તેમાં મળતા પ્રલોભનો અને ભયોને તે ખોઇ નથી. શકતો એટલે કે તેને તજી નથી શકતો પણ તેમાં પોતે જ આખો ખોવાઈ જાય છે. તે જીવ ઈચ્છીત ફળ મોક્ષને પ્રાપ્ત કરી શકતો જ નથી.

માણુસ જાતના ત્રણુ દુશ્મનો છે. અહંકાર, ભય, લાલસા, અજ્ઞાન. મિથ્યાત્વ અને અસંયમ. માણુસ જાતના ત્રણુ મિત્રો છે. નિરાભિમાન, નિડરતા, અને નિર્મોહ. પૈસા ખોનાર કંઇજ ગુમાવતો નથી. કારણુ કે તે ફરી મેળવી શકાય છે. પૂણ્ય હોય તો તે ફરી મેળવી શકાય છે. પણુ સમય ગુમાવનાર કંઇક ગુમાવે છે.

## नो हुवण मन्ति राईओ नो सुलयं पुण रवि जीवियं

ગુમાવેલો સમય પાછો આવતો નથી અને ચારિત્ર ગુમાવનાર સઘળું ગુમાવે છે. તે એજ સુચવે છે કે માણુસે પોતાના સમ્યક્જ્ઞાન દર્શન ચારિત્ર ઉપર ખુબજ ધ્યાન આપવું. સાધુ સાધ્વીજીઓએ શ્રાવક શ્રાવિકાઓએ પોતાના ચારિત્રની શુદ્ધિ ઉપર ખુબજ ધ્યાન આપવું જોઇએ. એટલે માનવીઓએ શુ ખોવુ જોઇએ. શેનો ત્યાગ કરવો જોઈએ. અહંકાર, ભય અને લાલસા તેનો ત્યાગ કરવો જોઇએ.

ખૂબજ વિચારીને ધ્યેય નક્કી કરીને ચીવટપૂર્વક વળગી રહેવું જોઇએ. અહંકાર, ભય, લાલસા એ વીગેરેને ત્યાગી દઇને કષાયોને પાતળા પાડીને આત્મિક ભાવના ભાવી, આત્મ નિરિક્ષણુ કરી આત્મખોજ જરૂર કરવી જોઇએ. નિરપેક્ષ અને સાપેક્ષ જ્ઞાન દર્શન ચારિત્રની પર્યાયની જેમ છે તેમ બરાબર સમજણુ કરી લેવી જોઇએ. સમ્યક્દર્શન, જ્ઞાન, ચારિત્રની આરાધના વિના ત્રણુ કાળમાં મોક્ષ નથી. મોક્ષ વિના સુખ નથી. એ ત્રિકાળ અબાધિત ટંકશાળી સત્ય છે. એ સર્વમાન્ય સિધ્ધાંત છે. શું ખોવુ જોઇએ, શેનો

એવા નિરપેક્ષ ચારિત્રને જાણ્યા વિના, સમજ્યા વિના, સાપેક્ષની વાતો કરવી તે વ્યર્થ છે. નિરપેક્ષને જાણ્યા વિના સાપેક્ષની ખબર પડતી નથી. નિશ્ચયને જાણે છે તે વર્તમાન પોતાની પર્યાય છે. નિશ્ચયપૂર્વકનો વ્યવહાર તે સાચો વ્યવહાર છે. નિશ્ચય વિનાનો વ્યવહાર તે સાચો નથી. નિશ્ચયને પામીને પોતે વ્યવહારમાં આવે તો તે સાચો વ્યવહાર છે. જ્ઞાન દર્શન ચારિત્રની ઐકયતા તે નિશ્ચય છે.

નય નિશ્ચય એકાંતથી, આમાં નથી કહેલ,
એકાંતે વ્યવહાર નહિ, બન્ને સાથે રહેલ.

વર્તમાન વર્તતી દશામાં નિશ્ચય અને વ્યવહાર બંને સાથે જ હોય છે. સમજો બરાબર સમજો. નિરપેક્ષ સમ્યક્ દર્શનનું એવું બળ છે કે, તે સિધ્ધિને પામે છે. સંતપુરૂષોની વાણી અમાયિક હોય છે. જેમાં વિષય કષાયના અનુમોદન નથી. જેણે અંદરમાંથી જ્ઞાન, દર્શન ચારિત્રનો નિરપેક્ષ અંશ સત્‌નો અંશ જાગ્યો, નિરપેક્ષ તત્ત્વનો એકાદ અંશ જાગ્યો હોય તેની વાણી અમાયિક હોય છે. રાગ દ્વેષના પોષણથી રહિત હોય છે. એવો જરૂર વિશ્વાસ રાખજો, રાખજો ને રાખજો. વાણીનો પણ વિશ્વાસ નથી, વ્યવહાર શ્રધ્ધાના પણ ઠેકાણા નથી શાસ્ત્રમા પાઠ છે—

"अमायी समदीठी, मायी मिच्छा दिठ्ठि"

જ્યારે મિથ્યાત્વ જાય ત્યારે તેનું ખરૂં ફળ થાય. મિથ્યાત્વ એટલે અસમ્યક્‌દર્શન સમ્યક્‌જ્ઞાનથી સમ્યક્‌દર્શન થાય છે. અને જ્યારે સમ્યક્‌દર્શન થાય ત્યારે અસમ્યક્-

જ્ઞાનથી સમ્યક્‌દર્શન થાય છે. અને જ્યારે સમ્યક્‌દર્શન થાય ત્યારે અસમ્યક્ દર્શન નિવૃત્તિને પામે છે. અને ત્યારે તે જીવને સમ્યક્ ચારિત્ર પ્રગટે છે. ચારિત્ર તો એકજ છે. આ ચારિત્ર પ્રગટ્યુ તે સાપેક્ષ ચારિત્ર છે, અને હવે જેટલા કષાય ગયા તેટલા ટકા વિતરાગ દશા છે. અને સંપૂર્ણ વિતરાગ દશા જેને વર્તે છે, તે જીવ ચરમ શરીરી છે. હે જીવ ? સ્થિર દ્રષ્ટિ કરી એક વાર તુ અંતરમાં તો જો ? એકવાર તું તારા નિરપેક્ષ ચારિત્રમાં તો જો ? તો સર્વ પરદ્રવ્યથી મુક્ત એવું જે તારૂં સ્વરૂપ તે તને પોતાને પરમ પ્રસિદ્ધપણે અનુભવાશે. હે જીવ અસમ્યક્ દર્શનને લીધે તે સ્વરૂપ તને હજીયે ભાસતુ નથી, હવે ? સમ્યકદર્શનને તું પ્રાપ્ત કર આત્માની શ્રધ્ધાને તો તું પ્રાપ્ત કર. અખંડ અભેદ તત્ત્વને પામ. તેની રૂચિ તો લાવ. તેની રૂચીથી તું જરૂર સમ્યક્‌દર્શનને પામીશ.

જ્ઞાન દર્શન ચારિત્ર તે ત્રણેની સ્થિરતા તે મોક્ષ છે. ચિત્ત મુનિ અને સંભુતિ મુનિએ સાથે દીક્ષા લીધી અને જ્ઞાન દર્શન ચારિત્ર પૂર્વક ઉગ્ર તપશ્ચર્યા પણ કરી, જ્યારે જન્મે કુલીન સ્વભાવે ચાંડાલ કૃતઘ્નિ નમુચીએ સભુતિનો અનાદર કર્યો, તિરસ્કાર કર્યો, કથાકાર કહે છે કે તે સંભુતિ મુનિને તે નમુચિ પ્રધાને ગરદન પકડીને જમીન પર પછાડયા, ત્યારે તે મુનિ ક્રોધ કે જે ત્યાજ્ય છે તેને રોકી શકયા નહિ પણ તેને વશવર્તી થઇને અઘટીત કાર્ય કર્યું, (કેટલાક મોહનેવશ થઇને, વાસનાને વશ થઇને, હાસ્ય કુતુહલને વશ થઇને, વિકારના વશ થઇને અઘટિત કાર્ય

કરે છે) અને એ અઘટિત કાર્યમાં તેમણે જે જ્ઞાન, દર્શન, ચારિત્ર પામ્યા હતા તેનાથી ઉત્પન્ન થયેલ તે તેજુલેશ્યા છોડી જેની ખોજ માટે પોતે જે સંયમ ધારણ કર્યો છે તેનીજ ખોજમાં બાધક એવા તત્વને ગ્રહણ કરવાથી મુકિતને દૂર ઠેલી દીધી, જ્યારે સંયમમાં હતા ત્યારે રૂપનંદા નામે ચક્રવર્તિની સ્ત્રી રત્ન (રાણી) દર્શનાર્થે આવ્યા ત્યારે તેના રૂપમાં મોહીને નિયાણું બાંધ્યું કે મારા તપ સંયમના ફળમાં મને આ ભવે કે આવા ભવે મને આવું ચક્રવર્તિ-પણું પ્રાપ્ત થાવ અને આવું સ્ત્રીરત્ન મને સાંપડો.

(આ મુનિ પ્રથમ પ્રતિકૂળ અને અત્યારે અનુકૂળ પરિસહમાં લેવાઇને બંને પરિસહથી જીતાઇ ગયાં) ચિત્ત મુનિના સમજાવ્યા છતાં પોતે સાચા માર્ગે ન વળ્યાં, સમજાવનાર સમજાવે પણ પોતાના ઉપાદાન વગર - કાંઈજ ન વળે. હવે પોતાનું ધ્યેય લોકોત્તર સુખ પ્રાપ્ત કરવાનુ હતું. તેની વચમાંજ વાસનાના ઘોડાપુરમાં તણાઇ જઇને લૌકિક સુખની ચાહના કરી આથી એકે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું અને બીજાએ સંસાર વધાર્યો, ભવવૃધ્ધિ કરી.

આ પ્રમાણે જે પોતાના સાવધ માર્ગમાં સાવચેત ન રહી પ્રાપ્તિના માર્ગમાં સાવચેત ન રહી શકે તો તે ધ્યેયથી ચલિત બને છે ને તેમાં મળતા પ્રલોભનો અને ભયોને તે ખોઇ નથી. શકતો એટલે કે તેને તજી નથી શકતો પણ તેમાં પોતે જ આખો ખોવાઈ જાય છે. તે જીવ ઈચ્છીત ફળ મોક્ષને પ્રાપ્ત કરી શકતો જ નથી.

માણુસ જાતના ત્રણુ દુશ્મનો છે. અહંકાર, ભય, લાલસા, અજ્ઞાન. મિથ્યાત્વ અને અસંયમ. માણુસ જાતના ત્રણુ મિત્રો છે. નિરાભિમાન, નિડરતા, અને નિર્મોહ. પૈસા ખોનાર કંઇજ ગુમાવતો નથી. કારણુ કે તે ફરી મેળવી શકાય છે. પૂણ્ય હોય તો તે ફરી મેળવી શકાય છે. પણુ સમય ગુમાવનાર કંઇક ગુમાવે છે.

## नो हुवण मन्ति राईओ नो सुलयं पुण रवि जीवियं

ગુમાવેલો સમય પાછો આવતો નથી અને ચારિત્ર ગુમાવનાર સઘળું ગુમાવે છે. તે એજ સુચવે છે કે માણુસે પોતાના સમ્યક્‌જ્ઞાન દર્શન ચારિત્ર ઉપર ખુબજ ધ્યાન આપવું. સાધુ સાધ્વીજીઓએ શ્રાવક શ્રાવિકાઓએ પોતાના ચારિત્રની શુદ્ધિ ઉપર ખુબજ ધ્યાન આપવું જોઇએ. એટલે માનવીઓએ શુ ખોવુ જોઇએ. શેનો ત્યાગ કરવો જોઈએ. અહંકાર, ભય અને લાલસા તેનો ત્યાગ કરવો જોઇએ.

ખૂબજ વિચારીને ધ્યેય નક્કી કરીને ચીવટપૂર્વક વળગી રહેવું જોઇએ. અહંકાર, ભય, લાલસા એ વીગેરેને ત્યાગી દઇને કષાયોને પાતળા પાડીને આત્મિક ભાવના ભાવી, આત્મ નિરિક્ષણુ કરી આત્મખોજ જરૂર કરવી જોઇએ. નિરપેક્ષ અને સાપેક્ષ જ્ઞાન દર્શન ચારિત્રની પર્યાયની જેમ છે તેમ બરાબર સમજણુ કરી લેવી જોઇએ. સમ્યક્‌દર્શન, જ્ઞાન, ચારિત્રની આરાધના વિના ત્રણુ કાળમાં મોક્ષ નથી. મોક્ષ વિના સુખ નથી. એ ત્રિકાળ અબાધિત ટંકશાળી સત્ય છે. એ સર્વમાન્ય સિધ્ધાંત છે. શું ખોવું જોઈએ, શેનો

ત્યાગ કરવો જોઈએ, તેની સાચી સમજણ એજ વિવેક છે. માટે સ્વપરનું પૃથ્થકરણ છણાવટ વહેંચણ જુદાપણું વીગેરે કરીને 'एगे चरित्ते' તે તરફ લક્ષને જવા દે તેને જરૂર સમ્યકદર્શન જ્ઞાન પ્રગટ થશે. પણ ફલાણી વસ્તુ વગર તો ન ચાલે, મારે આટલી વસ્તુ તો જોઇએજ અને એ કહેવામાંજ ગર્વ અનુભવે છે.

તે તો ખરેખર ગુમાનીનેજ સ્વતંત્રતા માને છે. દરેક દ્રવ્ય ગુણ સ્વતંત્ર છે તેની પર્યાય પણ સ્વતત્ર છે. આ ચારિત્ર પણ સ્વતંત્ર છે. આમ સમજીને જે જ્ઞાનદર્શનની આરાધના કરે તે તત્વને પામે. અરે ! બધાય વિના ચાલ્યું જાય પણ મારા સમ્યક્દર્શન વિના ન ચાલે, ગુમાનીને સ્વતત્રતા માને છે. આવો દોષ અને દંભી તે તો ખતરનાક છે. પરંતુ તે પણ તેના સ્વભાવનોજ દોષ છે. કારણ કે આત્મા સ્વતત્ર છે. જેની ઉચ્ચ ખુમારી છે તેનો એને ખ્યાલ પણ નથી અથવા કયાંથી હોય ? પીંજરામાં પુરાયેલું પંખી મુક્ત કરવામાં આવે તો પણ તે વિશાળ ગગનમાં મુક્તપણે ઉડવાનું પસદ નથી કરતું કારણ કે ગુલામી એને સદી ગઈ છે.

આશક્તિનું પ્રાબલ્ય એજ છે કે તે આકર્ષણનું જોર ચાલુજ રાખે છે. જ્યાં સુધી અનાશક્તિનો મહિમા ન સમજાય, નિરપેક્ષ સાપેક્ષ તત્વનો જ્ઞાનદર્શનનો સામાન્ય તત્વનો મહિમા ન સમજાય, ત્યાંસુધી આશકિત પ્રત્યેનો કેવળ વિરોધ પણ નકામો નીવડે છે. અહિતો હિંસાના, અસત્યતા,

અચૌર્યના, મૈથુનના પરિગ્રહણના પરિણામોનો પરિત્યાગ કરવાના બદલે પોતેજ એનો ગુલામ બને છે ત્યારે તેનો અર્થ એટલોજ ઘટાવી શકાય, કેટલો ઘટાવી શકાય ? (સુજ્ઞેશુ કિ બહુના) સજ્જનને કેટલુ કહેવું ! એટલોજ ઘટાવી શકાય કે પોતેજ પ્રાપ્ત કરવું જોઇએ. તેને આવશ્યક ત્યાગની ભૂમિકા હજુએ કેળવવામાં આવી નથી અને સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ત્યાગ વિના ત્રણે કાળ અને ત્રણ લોકમાં ચારિત્ર આવે નહિ અને મોક્ષ પણ થાય નહિ. આ ત્રિકાળી અબાધિત ટંકશાળી સત્વ સર્વમાન્ય સિધ્ધાંત છે. સાધુ પુરૂષો મુક્તિ સુંદરીને વરવા કંચન અને કામીનીનો ત્યાગ કરે છે એટલે અહિં આ જે ત્યાગ કરે છે તે પ્રાપ્તિના યજ્ઞમાં આહુતિરૂપ છે. એટલેજ તો કેવળજ્ઞાની ભગવાન મહાવીર સ્વામીએ સમ્યક્દર્શન સમ્યક્જ્ઞાન અને સમ્યક ચારિત્રનેજ સાચા ત્યાગનો ઉપદેશ આપ્યો છે. માટે નિરપેક્ષ, સાપેક્ષ ચારિત્રનેજ સમજવાનું ખાસ જરૂરી છે. જ્યાંસુધી માનવી જેવો માનવી ત્યાજ્ય વસ્તુનો ત્યાગ કરતો નથી, પોતે કલ્પેલું કહેવાતુ સુખ કે જે સુખ દુઃખનુજ કારણ છે તેમાં રાચે છે.

“ खण मित्त सुकखा बहुकाल दुकखा ”

શ્રી મદ્ કહે છે કે પશ્ચાતાપ દુઃખ તે સુખ નહિ અથવા જ સુખ માન્યું છે તે છોડી શકતો નથી, કે જે દિક્ષીત થાય છતાં છોડતાં નથી અને ઇચ્છીત સુખને પામતાં નથી. આજે તો માનવીને પોતાની પ્રગતિમા બાધક તત્વને

અને પ્રગતિમાં વિઘાતક તત્ત્વો સમજવા છતાં છોડી શકતાં નથી કારણ કે માયા છે. માયાદેવીના પ્રભાવ આગળ જે લુબ્ધ અને લાચાર બની જાય છે. અરે ! બની જાય છે શું ? બનીજ ગયો છે. તે સાવ પાંગળો પામર અને પરવશ બન્યો છે. સંતો અને મહંતો જ્ઞાનાદિની પ્રભાવનાનું કાર્ય કરે છે. જેના કાજે પ્રભાવના કરવામા આવે છે તેઓ જો કાંઇજ ન ગ્રહણ કરે તો બોલો, જવાબ દો ? તો દોષ કોનો ? સમજો ઊંટને શેરડી કડવો લાગે, ઘુવડને સુર્યનો પ્રકાશ અંધકારના સામ્રાજ્ય જેવો લાગે, ગર્દભને સાકર જીવલેણ નીવડે અને ભૂંડને વિષ્ટાજ વહાલી હોય ઉ. સુ. ૧૦

' कण कुंडंग चइताण विठं भुजइ सुयरे "

એમને એમના સ્વભાવનોજ દોષ છે એટલે દોષભાવ બધોય ઉપાધિક ભાવ છે ત્યારે આત્મા નિરૂપાધિક ભાવ છે, તત્ત્વ છે, અને નિરપેક્ષ તત્ત્વ છે એવા આત્માને અને નિરૂપાધિક ભાવને સમજીને સમ્યકજ્ઞાન દર્શન, ચારિત્રની આરાધના કરશે અને 'સદ્ગુરૂની સમીપે ભક્તિપૂર્વક સમર્પાઇ જઈને પોતાની જાત મહેનતે પુરૂષાર્થ ઉપાડીને ઉપયોગને સ્વરૂપમાં લઈ જશે અને નિરપેક્ષ ચારિત્રને પામી જશે. પોતાના આત્માનો સ્વાદ અનુભવશે અને તે નિરપેક્ષ ચારિત્રને પામી જશે. પછી સમ્યકજ્ઞાન, દર્શન ચારિત્રને પામશે તે વ્યવહાર ચારિત્ર તેમ સમજીને જે જીવ જ્ઞાન દર્શન ચારિત્ર ની આરાધના કરશે તે જીવ એકભવે ત્રીજે ભવે કે પદરભવે જરૂર મોક્ષે જશે.

---

# વ્યાખ્યાન નં. ૨૦

## વ્યાખ્યાન ૨૦મું સં. ૨૦૧૫ પોષ સુદી ૧ શુક્રવાર તા. ૯-૧-૫૯

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહીં ઠાણુાંગ સિદ્ધાંતની વાત ચાલે છે. एगे चरिते આત્મા એક તેનું જ્ઞાન એક, દર્શન એક અને ચારિત્ર પણ એક એવા અખંડ અભેદ આત્માની પ્રતીતિ દ્વારા નિરપેક્ષને સમજીને જે જીવ જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરશે તે જીવ અનત સુખને અવ્યાબાધ સુખને પામશે.

'एगे चरिते, एगे नाणे ऐगे दंसणे' તે નિરપેક્ષ ચારિત્ર છે. તેનું સ્વરૂપ જેમ જેમ સમજાતુ જાય તેમ તેમ દેહાત્મ બુદ્ધિ છુટતી જાય, જ્યાંસુધી દેહાત્મ બુધ્ધિ ન ટળે. દેહાત્મ બુદ્ધિ એટલે દેહમાં આત્મ બુદ્ધિ એટલે કે દેહ તે આત્માજ છે. આત્માને અને દેહને એક મેક માને છે ત્યાં સુધી સમ્યક્દર્શન જ્ઞાન ચારિત્ર થાય નહિ. જીવને સમ્યક્દર્શન કયારેય આવ્યું નથી. આવ્યું હોત તો જરૂર મોક્ષજ થાત, સમ્યક્જ્ઞાન, દર્શન, ચારિત્ર આવ્યુજ નથી, દેહમાં આત્મબુદ્ધિ મટાડવા માટે પ્રથમ નિયમ જપ, તપ આદિ સાધનો બતાવ્યા છે, તે દેહાત્મ બુદ્ધિ મટાડવા માટેજ બતાવ્યા છે.

તે સાધનો દ્વારા દેહાત્મ બુધ્ધિ છુટી જાય ત્યાં જે જ્ઞાન થયુ તે સમ્યક્ છે. દેહાત્મ બુધ્ધિ જે થઇ છે તેને

મટાડવા એટલે જે અનાદિકાળનું મારાપણું મુકાવવા માટે સાધનો કરવાના છે. **તે બધાય સાધનો મારાપણું મુકાવવા માટેજ છે.** જીવે ! બધાય સાધનો કર્યા પણ હજુ તેમાં મારાપણું મટયું નહિ, ટળ્યુ નહિ,

'સૌ સાધન બંધન થયા, રહ્યો ન કોઈ ઉપાય,
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય ?

અનાદિની ભ્રાંતિ અને ભ્રમ બુધ્ધિ મટે ત્યારેજ સમ્યક આવ્યું કહેવાય, તે પહેલાં ચારિત્ર કહેવાય નહિ. તે શ્રધ્ધામાં જ્યારે ચારિત્ર ભળે ત્યારેજ આત્માનુ કલ્યાણ થાય.

લોકો કહે છે કે અમને શ્રધ્ધા છે કે નહિ ? કોણ જાણે સમ્યક થયું હશે કે નહિ, ભગવાન જાણે ! પણ પોતે જાણતો નથી. પોતે અખંડ જ્ઞાન સ્વરૂપ આત્મા છે, માતાના પેટમાં હોય ત્યારે પણ જ્ઞાન ચેતન છે. એવો પોતાનો અખંડ જ્ઞાન સ્વરૂપ આત્મા છે. માતાના પેટમાં હોય ત્યારે પણ જ્ઞાન ચેતન છે. એવો પોતાનો અખંડ અભેદ્ય સમુદ્ર ભગવાન જરૂર જાણે. કેમ ન જાણે ? જરૂર જાણે. **एगे चरित्ते** આત્મા પોતેજ પોતાના જ્ઞાન દર્શન, ચારિત્રને જાણે. આત્મા કોઇ ગામ ગયો નથી અથવા મને વેદન આવ્યું છે કે નહિ ? સમકિતી થયું છે કે નહિ ? તે પોતે જાણે ! અરે જડમાં પુરૂષાર્થ કરો ! રોગ જાય ત્યારે નીરોગી થયો. એ શું ન જાણે ? જ્ઞાનનું ફળ જ્ઞાન આપે. સમકિતીની દશા તે જાણે. તેની દેહાત્મ બુદ્ધિ મટે, દેહની હયાતિએ મારી હયાતી. અને સંસારની કલ્પનાને સાચું માની બેઠો છે તે

મિથ્યાત્વી છે ધર્મના બહાને ખોટા-સંગ કર્યા છે માટેજ સમ્યક્ત્વ આવતું નથી. અને 'એગે ચરિ-તે' એવો અભેદ્ય સામાન્ય સિદ્ધાંત સમજાય નહિ ત્યાં સાચું સમ્યક્ત્વ નથી.

સાચા સંતપુરૂષના સંગથી જીવ સાચો, યોગ્ય હોય તો સમ્યક્ત્વ ન થાય તેમ ત્રણકાળમાં બને નહિ એની ઝળકતી જ્યોત અજબ છે. ગાંઠ મિથ્યાત્વની તે ઉપક્ષમથી મટે, અનંતાનુબંધીની આંટ અપૂર્વ કરણથી મટે, તે પ્રતીતિનું વેદન આવ્યું તે સમ્યક્દર્શન, જ્ઞાન ચારિત્ર છે. નિરપેક્ષ તત્ત્વ તેનું સાચું સ્વરૂપ સમજાય અને ગાંઠ અને આંટ બને મટી જાય દશા ફરી જાય તો સમ્યક્ત્વ થાય. આજ સુધી જીવને અસ્તિત્વ ભાસ્યું નથી ભાવ ભાસ્યા નથી. ભાવ ભાસ્યા વગર સમ્યક્ત્વ થાય નહિ. અસ્તિત્વ ભાષ્યમાન થાય તો જરૂર સમ્યદક્ર્શન થાય. અસ્તિત્વ સમ્યક્જ્ઞાનનું અંગ છે. તેથી નિશંકતા આવે. અસ્તિત્વનો એક વખત પણ જો ભાસ થાય તો સમકિત થયા વગર રહે નહિ. ઉપક્ષમ, ક્ષયોપશમ કે ક્ષાયક એ ત્રણમાંથી એક થાયજ. અનાદિના મિથ્યાત્વીને ઉપક્ષમ થાય અને જે વખતે જે પ્રકૃતિ રસ્તામાં છે તે ઉદયાણી ક્ષય થાય તેને ક્ષાયક સમ્યક્ત્વ કહેવાય છે. જો કે સમ્યક્જ્ઞાનથી. સમ્યક્દર્શનની ઓળખાણ થાય છે પણ સમ્યક્દર્શનની પ્રાપ્તિ વગરનું જ્ઞાન અજ્ઞાન હોવાથી દર્શનનું મુખ્યપણું અંકણ કર્યું છે. બે ભેદ રાગ ને વિતરાગ તે જેમ જેમ શુદ્ધ થતું જાય તેમ તેમ સમ્યક્ચારિત્ર પ્રત્યે વીર્ય ઉલસતું

જાય છે એવું ઝડપી વીર્ય ઉલસતાં ચારિત્રની પ્રાપ્તિનો વખત આવે છે. તેથી આત્મામાં સ્થિર સ્વભાવ સિધ્ધ થતો જાય છે. તેની આત્માને ખબર પડે છે. પૂર્ણ સ્થિર સ્વભાવ પ્રગટે છે તેથી સ્વભાવમાં લીનતા થઇ કર્મ કલંક રહિત થવાથી પરમ સુખના સમુદ્રમાં સ્થિર થાય છે. સમ્યક્‌દર્શનની પ્રાપ્તિથી જેમ જ્ઞાન સ્વભાવને પામે છે તે સમ્યક્‌દર્શનનો પરમ ઉપકાર છે. આને સમજો અને ઘુટજો, આને અનેકાન્ત કહેવાય છે.

સમ્યક્‌જ્ઞાનના બળની ખરેખરી આવશ્યકતા છે. તેનો ઉપાય બતાવે છે. વીતરાગ શ્રુત અને તેને પ્રરૂપનાર મહાત્માનો મહિમાં આવ્યા વગર રહે નહિ. આ સમ્યક્‌શ્રધ્ધા પામનાર ઉપાયને જેમ છે તેમ સમજો અને અંદરમાં ઠરી જાવ. કોની આજ્ઞા વધુ લાભદાઇ ? ઉત્તર. વિતરાગી ગુરૂની– ન્યાય– પાંચસો બસોનો પગાર આપનાર શેઠની નોકરીમાં નિયમિત જાવ છો આવો છો તેમની દરેક આજ્ઞાઓ ખુશીથી ઉઠાવો છો જ્યારે દેવગુરૂની આજ્ઞાને માટે મોટે ભાગે બેદરકાર છો ને ? મોટેભાગે તેવુંજ છે. ભાઇઓ ! વિચાર કરો કે કોની આજ્ઞા વધુ લાભદાયક છે ? દીર્ઘદ્રષ્ટિથી જોશો તો સત્ય વસ્તુ હાથ લાગ્યા વગર રહેશે નહિ. દુનિયામાં કોઈ પણ ધધો કરવો હશે તો મુડી જોઇશે. નોકરી હોયતો કોઈની ભલામણની જરૂર રહે છે. ધર્મની કોઇપણ ક્રિયામાં મુડીની કે ભલામણની જરૂર રહેતી નથી. માટે ધર્મનો ધધો કરીને સિધ્ધ પદ પ્રાપ્ત કરવું હોય તો સ્વાધીન સ્વતંત્ર સ્વતઃ સિધ્ધ આત્મ તત્ત્વની સાચી સમજણ કરી લ્યો ?

સિધ્ધાત્માંનું સુખ અવ્યાબાધ છે નિરતર બાધા પીડા રહીત છે. અને સિધ્ધાંતમાં શાશ્વત છે. નિત્ય અક્ષય અવ્યય છે તેઓ પણ ધર્મનો ધંધો કરીને શાશ્વત થયા છે. આપણા પિતાએ જે જ્ઞાન ક્રિયાનો ધધો કર્યો છે તેજ ધંધો જે દીકરો કરે તે સપુત કહેવાય છે. જ્ઞાન ક્રિયા વડે ધર્મના ધંધાને હ્રદયપર લખી રાખો તો જ્ઞાનમાં બંનેની આવશ્યકતા જણાશે. તે પણ પોતપોતાના સ્થાને જણાશે. સોજાથી જાડું બનેલુ શરીર મજબુત કહેવાય નહિ. સન્નેપાતના રોગીની શાંતિને સાચી શાંતિ નથી કહેવાતી, તેમ વૈભવ વિલાસ હુન્નર ઉદ્યોગમાં ધન ધાન્યમાં આગળ વધવું તે કોઇ સાચી પ્રગતિ નથી. તેને સાચી પ્રગતિ કહી શકાતી નથી. પણ પીછે હઠ છે. પણ જ્યારે સુદેવ સુગુરૂની ધર્મની સેવા સાથે તમની આજ્ઞાનો શકય અમલ કરો. આત્માને જન્મ જરા મરણના બંધનમાંથી મુકત કરવા માટે કરાતો સાચો પ્રયત્ન તેજ સાચી પ્રગતિ કહી શકાય છે. આત્માને સમજ્યા વગર પ્રગતિ અનાદિથી કરી છે. તેથી દુઃખ ટળ્યું નહિ, અને સુખ ભેટયું નહિ. અજ્ઞાની “सीयंति बहु कायरा नरा” કાયરો અનેક જીવો બહુ દુઃખી હોય છે, કાયરતાને છોડીને ધર્મમાં શુરા બનો! અમુનિ સુતા છે, મુનિ સદૈવ જાગૃત છે.

उवेच सुध्धणे उवेइ मोकखं, શુધ્ધ આત્મા મોક્ષને પ્રાપ્ત કરે છે. કેટલાક ઘમંડી આધુનિક શિક્ષણવાળા એમ બોલે છે કે અમે દેવગુરૂ ધર્મને માનતા નથી. તે હંબક છે. આવુ અણુવિચારવુ, બોલવું તે યોગ્ય નથી. તેવું

બોલનારને કહે છે. જેમાં ખાનગીમાં નાસ્તિકતાના સંસ્કાર રેડે છે. તેવાઓને કહે છે તમે નહિ માનો તેથી દેવગુરૂ ધર્મને કાંઇ ગુમાવવાનું નથી પણ અનંતકાળના પરિભ્રમણ પછી સુગુરૂ સુદેવ સુધર્મની મળેલી સોનેરી તક મિથ્યાભિમાનીના કારણે તમે પોતેજ ગુમાવી રહ્યા છો. આ નક્કર સત્ય છે. કોઇએ પણ ભૂલવા જેવુ નથી. માટે સ્મૃતિમાં આ રાખવાને સ્વદ્રવ્યનો આશ્રય કરશે તે સમ્યક્‌જ્ઞાન સમ્યક્‌ દર્શન, સમ્યક્‌ ચારિત્રને પામી જશે. તેને પામેલો જીવ ઉપકારી ગુરૂદેવને કહેશે, આપની આજ્ઞાના પાલનથી મેં આ ફળ પ્રાપ્ત કર્યું છે એમ ઉપકારી સદ્‌ગુરૂની આજ્ઞા પાલન કરે તેને લાભ છે. આજ્ઞા ન માને તેને નુકશાન છે. દ્રષ્ટાંત–હંસ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તે તે સ્થાને સ્થાનને શોભાવે છે. તે સ્થાનને છોડી હંસ ચાલ્યો જાય તેમાં હંસને કાંઇ નથી, હંસ ચાલ્યો જવાથી સરોવરની શોભા ઓછી થઇ જાય છે તેથી સરોવરને ગુમાવવાનું રહે છે, સાધુ પુરૂષો જ્યાં જ્યાં જાય ત્યાં તે સ્થાનને શોભાવે છે પણ જે જીવો તે સાધુનો સમાગમ લેતા નથી તે આચરવાને ઝડપી પ્રયત્ન કરતા નથી તેને મોટું નુકશાન છે. વેપારની નુકશાની કરતાં આ નુકશાની ઘણી મોટીછે. કારણ કે " सुइ धम्मस्स दुल्लहा " ધર્મ શ્રવણનો પ્રસંગ દુર્લભ છે.

हत्था गया इमे कामा, कालिया जे अणागया।
को जाणइ परे लोए, अत्थि वा नत्थि वा पुणो॥

ઉ. સુ. અ. પમું

પરલોક છે કે નહિ, એવી શંકાને ધારણ કરનારા એ પણ દુરાચારાદિ પાપોનો ત્યાગ કરવાની જરૂર છે. કદાચ પરલોક નીકળ્યો તો પણ દુરાચારના ત્યાગની અને સદાચારનું પાલન કરનારને કશું નુકશાન તો નથી જ. કદાચ જો પરલોક નીકળ્યો તો નાસ્તિકતાના બાર વાગી જશે. એના ભુકા ઉડી જશે. મોરારજી મીલની ચાદર ઓઢીને પોકેપોક મુકવી પડશે, ન મુકવી પડે તે હેતુથી તેના માટે સંયમ તપ નિર્જરા મોક્ષ જીવ અજીવ બધું છે, એમ આસ્થિક બની સત્ય ધર્મને સમજી નિરપેક્ષ તત્વની સાચી સમજણ ગુરૂ આજ્ઞાનુસાર કરશે તેનું કલ્યાણ છે હો ? બાળબુધ્ધિ અજ્ઞાની જીવ વૃથા શા માટે દુઃખી થાય છે, તારૂં પોતાનું આત્મહિત રૂપ કાર્ય કરી તે સિવાયનું બધું છોડ ! હું મારા પોતાના દોષ જોઉં અન્યના નહિ, મારા આત્માનીજ ચિંતા કરૂં તોય બસ છે. શું હું બીજાના હિતની ચિંતા કરૂં છું અને હું મારી આત્મચિંતા ન કરૂં ? અને પરચિંતા કરૂં તો તેથી પરમાર્થ બનશે ? ઉત્તર = કદાપિ નહિ. તેમ સાધુ સાધ્વીમાં પણ પોતાની આત્મચિંતા કરવાની જરૂર છે. જેમના પર રાગ છે, જયાં સ્વાર્થ ભાવ છે. તેમની ચિંતા અને જેમના પર દ્વેષ છે તેમના દોષોના કાર્યમાં હું નિરર્થક દુઃખી થાઉં છું, હવે હું આ સઘળું મૂકી દઇને આત્મહિત કરૂં, તાત્વિક રીતે જે પોતાના આત્મહિત કરે છે, તે સ્વપર બન્નેનું કલ્યાણ સાધે છે. આને સમજીને સાપેક્ષ નિરપેક્ષને સમજીને એગે ચરિતે આત્માનો સ્વભાવ સ્થિર છે. તેને સ્થિરતાનો પ્રશ્ન રહેતોજ

નથી. તેને દેહાદિ બુદ્ધિ ટળે છે. તેને સમ્ય આવ્યું સમજાય છે. કોની આજ્ઞા વધારે લાભદાયક છે? તેને સમજો! તેને લક્ષગત કરી પ્રાતઃકાળમાં વહેલા ઉઠીને સ્વની ચિંતામાં બેસીને સ્વ. સ્વરૂપમાં ઠરી ગુરૂદેવની આજ્ઞાનું આરાધન કરી તેના ઉપકારને વિસરશો નહિ, હંસ સમાન સાધુ સાધ્વીઓ સ્થાનને શોભાવે છે, માટે લાભ મેળવો. સમ્યક્‌જ્ઞાન, દર્શન ચારિત્રને આરાધો, જે જીવં આરાધના કરશે તે જીવ જરૂર એક અવતાર કરી મોક્ષના સુખને પામી જશે. ભાવ ભેદ અવસરે

---

## વ્યાખ્યાન ૨૧ મું

### સં.૨૦૧૫ના પોષ શુદી ૨ શનિવાર તા. ૧૦-૧-૫૯

સિધ્ધાંતથી જ્ઞાનીઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ સિધ્ધાત. અહિંયા પહેલું ઠાણું 'एगे चरीते एगे नाणे एगे दंसणे' આત્મા એક તેનું જ્ઞાન પણ એક. દર્શન પણ એક, ચારિત્ર પણ એકજ તે નિરપેક્ષ ચારિત્ર છે. વર્તમાન વર્તતી દશામાં જે જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ પર્યાય પ્રગટે છે તે સાપેક્ષ ચારિત્ર છે. તે બંનેને સમજીને જે જીવ સ્વરૂપ તરફ ઢળશે તે પોતાના સ્વ સંવેદન રૂપ સમ્યક્ દર્શનને પામી જશે. જે જીવ સ્વરૂપની આરાધના કરશે તે જરૂર મોક્ષને પામશે.

તિર્થંકર ભગવંતોના ઉપદેશને ઝીલનાર પ્રથમ ધર્મના

પાત્ર બીજ બુધ્ધિના ધણી ગણુધરભગવંતો છે. તેઓ ભગવંતના મુખથી ત્રિપદી उपन्नेवा विगनेवा ध्रुव्वेवा ને શ્રવણુ કરી અંતર મુહુર્તમાં દ્વાદશાગી શ્રુતની રચના કરે છે. આમાં સમજવા જેવું શું છે? બહુ સમજવા જેવી આ વાત છે. બરાબર સમજો, સામાયિક શ્રુતથી માંડીને દ્વાદશાંગ શ્રુત પર્યંતના શ્રુત જ્ઞાનનું આરાધન-કરનાર શ્રુત સામાયિકોના આરાધકો ગણુધર દેવો ગણાય છે. સમજો બરાબર સમજો એક પણ અક્ષર આઘોપાછો ન કરો.

હવે સમ્યક્ સામાયિકના આરાધકોના પણ ઘણા પ્રકાર છે. ઉપક્ષમ ક્ષયોપશમ, ક્ષાયિક સમ્યક્ચારિત્ર વીગેરેને પામનારા જીવો સમ્યક્ સામાયિકના આરાધકો કહેવાય છે. વાત જો માનવા કે સમજવામાં ન આવતી હોય તો અનુ-યોગ દ્વારમાં છે. જુઓ, હવે દેશ વિરતિ અને સર્વ વિરતિ સામાયિક ધર્મના આરાધકો પણ અનેક પ્રકારના હોય છે. એક વ્રતથી માંડીને બાર વ્રતને ધારણુ કરનારા શ્રાવકજે ૧૧ પડીમાને ધારણુ કરનારા અને પંચ મહાવૃતધારીઓમાં સામાયિક ચારિત્રથી માંડી યથાખ્યાન ચારિત્ર સુધીના તથા નિગ્રથોમાં બકુશ કુશીલથી માડીને સ્નાતક સુધી સર્વે સર્વ વિરતિ ધર્મના આરાધકો કહેવાય છે. માનવ સૃષ્ટિ પ્રવાહથી અનાદિની છે તેની સર્વ જરૂરિયાત પણ અનાદિની છે તેની નિર્વાણુ (હું સુખો થાઉંની ઇચ્છા) પણ અનાદિની છે. તેથી તેના સાધનો પુરાં પડાવવાની યોજના તે પણ અનાદિની છે. હવે જે ક્ષેત્રમા અને જે કાળમાં કોઇપણ માનવ હ્રદય-

માં અલ્પમાં અલ્પ પણ નિવૃતિની ઇચ્છા જાગૃત થાય છે ત્યારે તેને યોગ્ય સામગ્રી પણ ઉત્પન્ન થયા કરે છે. અને જ્યાંસુધી અમુક ચોક્કસ અને હદ વાળી નિવૃતિની ઇચ્છા ચાલુ હોય છે ત્યાંસુધી તે સામગ્રી કાયમ રહે છે, હવે નિર્વાણુ પ્રાપ્ત કરવાનો કોઈપણુ અમોઘ ઉપાય હોય તો તે સમ્યક્સામાયિક ધર્મજ છે. અને તે સામાયિક ધર્મને પામવાનું અમોઘ સાધન શ્રી તિર્થંકરદેવોએ સ્થાપેલું તીર્થ છે. જુઓ તો ખરા ? સમજો ? તો ખરાં ? જરા ઉંડા ઉતરો તો ખરા ! હવે આ તીર્થની રચના કોઈ એવી છે કે તેમાંથી નિર્વાણુની અભિલાષાવાળા જીવને પોતાની ભૂમિકાને યોગ્ય નિવાર્ણનાં સાધનો મળીજ રહે છે. સમજો ? પ્રાણી માત્રને અનેકવિધ ઈચ્છા ? અનેકવિધ જરૂરીયાતો ? જેમ પ્રવૃતિના ગહન ભડારમાંથી જન્મે છે, અને બીજી વાત તેમને તે ઇચ્છાઓ પુરી પાડનારાં સાધનો પણુ પ્રવૃત્તિના ખજાનામાંથી તૈયાર થાય છે. ભાઇ ? કર્યું કાંઈજ થતું નથી તું તો માત્ર ભાવજ કરે છે.

હવે વિચારો ? પ્રવાહથી ચાલ્યા આવતાં અનાદિ અનંત એવા સંસારમાં માનવ જીવન પણુ શાશ્વત છે કોઇ વખત ચાર ગતિ નહિ હોય એમ નથી. અને તેને પૂર્ણ કરવાની સામગ્રી પણુ પ્રવાહથી શાશ્વત છે. ભલે પર્યાયો પલટાય છે. હવે માનવ જીવનની અનેકવિધ જરૂરિયાતમાં મુખ્ય જરૂરિયાત કઇ છે? તે તમે મને કહો ? ઉત્તર-તો તેમાં આધ્યાત્મિક જરૂરીયાત મુખ્ય છે. તેમાં પણુ નિવૃત્તિની શાન્તીની અને શાશ્વતસુખની ઇચ્છાઓ માનવ જીવનની

મહત્ત્વની જરુરિયાતની વસ્તુ છે આને નહિ ભુલોને ? તમો મુખ્યને નહિ ભુલતા, એક એક વાત તમારાજ મોઢે કરાવીએ છીએ. પણ તમે ભુલી જાવ છો !

આ ઇચ્છા પણ પાત્ર ભેદે તીવ્ર મંદાદિ અનેક પ્રકારની હોય છે. હવે તેનો છેવટનો પ્રકાર કયો ? તે તમેજ કહો ! બોલો ! બોલો ! તેનો છેલ્લો પ્રકાર આજ જન્મમાં નિર્વાણ, નિર્વાણ, નિર્વાણ, એજ હોવો જોઇએ. બીજો એકે નહિ. જોયું વધતાં વધતાં છેલ્લો પ્રકાર નિર્વાણ. હવે જે જીવ સદ્ગુરૂના શરણે આવ્યો હોય તો તે વખતે સદ્ગુરૂ એવી પ્રશંસા ન કરે કે તે જીવ પ્રશંસામાં લોભાઇને સામો જીવ અધર્મને પામે ! ધર્મના બદલામાં અધર્મને પામે.

એવી પ્રસશા સત્પુરૂષ કદી કરેજ નહિ. જેટલા દુઃખના ડરપોક તેટલા સત્યહિનજ રહેવાના. એક વસ્તુની નોંધ કરો કે પુણ્યથી મળેલ શ્રીમંતાઇ ટેસ્ટથી રસથી ભોગવાય તો દુર્ગતિ આવે અને પાપોદયથી આવેલી દારિદ્રતા ટેસ્ટથી આનંદથી રસથી ભોગવાય તો સદ્ગતિને આપનારી થાય.

જેમ કાંઇ ખાય તે જેને ન ખમાય તેને ખાવા ન મળે તેમ જે કોઇ આધ્યાત્મિક માર્ગે ચડે, સત્ય, ત્યાગ ન્યાયના માર્ગે ચડીને આધ્યાત્મમાં આગળ વધતાં હોય, તે તેનાથી ન ખમાય તો તેને આધ્યાત્મ માર્ગ ન મળે. મિથ્યાત્વ અવિરતિ કષાય એ ત્રણેના હુકમથી સેવાતાં મન વચન કાયાના યોગો આવતા ભવને જરૂર બગાડનારા છે. અને સદ્ગુરૂના સમાગમે એક જ્ઞાન, દર્શન, ચારિત્રમય,

અખંડ અભેદ સ્વતઃસિદ્ધ સાપેક્ષ નિરપેક્ષ એ બંનેને જેમ છે તેમ જાણે અને જ્ઞાન દર્શન ચારિત્રમાં સ્થિર થઈ અંદરમાં ઢળી જાય તો તે જીવ શાશ્વત સુખને પામી જાય. એકાઅવતારીપણાને પામી જાય. જરૂર પામે.

જીવનમાં પ્રથમ ત્યાગ વૈરાગ જોઇએ. એક વખતની વાત છે બે મિત્રો ફરવા નીકળ્યાં છે નવિન અને પ્રવિણ. બને મિત્રો તળાવના કિનારા ઉપર ગયાં, ત્યાં ઢોરો પાણી પીતાં હતાં. પુરૂષો સ્નાન કરતાં હતાં. સ્ત્રીઓ કપડાં ધોતી હતી. તે વખતે નવિને પ્રવિણને કહ્યું, જો, જો, મનુષ્ય અને પ્રાણીઓને તળાવ પ્રત્યે કેટલો બધો પ્રેમ છે? પ્રવિણે કહ્યું, આ બધાને તળાવ પ્રત્યે પ્રેમ નથી પણ તેમાં રહેલાં નિર પ્રત્યે પ્રેમ છે. નિર છે ત્યાં સુધી તળાવને ચાહે છે, પછી નહિ. એ બંને આગળ ચાલ્યાં, એક ઝાડ નીચે પથિકો અને પ્રાણીઓ બેઠાં છે. નવિને પૂછ્યુ, આ લોકો કોની સગાઇથી અહીં બેઠા છે? પ્રવિણે કહ્યું ઝાડની સગાઈથી અહીં બેઠા છે. નવિને કહ્યું ના! નહિ! વૃક્ષની છાયાની શીતળતાની સગાઇથી બેઠા છે. એ જો ન હોય તો નીચે બેઠેલાં પણ ન હોય. અરે! ગોખો! ગોખો! એ ન હોય તો એ પણ ન હોય. પાણી અને શીતળતા ન હોય તો પથિકો અને પ્રાણીઓ ન હોય. થોભો! વિચારો! તળાવમાં પાણી નથી તો મનુષ્ય તો શું! પણ એક ચકલી પણ ન હોય! ઝાડની છાયા ન હોય તો પ્રાણી કે પથિક તો શું પણ એક નાનકડું પંખી પણ જો છાયા ન હોય તો ન હોય! ક્યાં ગઇ તેમની સગાઇ? ક્યાં ગયો તેમનો પ્રેમ?

અરરરર! છટ્ટ! છટ્ટ! નોનસેન્સ! કાંઇ નહિ, જ્યાં સ્વાર્થ સધાતો હોય તો ત્યાં બધુય છે નહિતર કાંઇ નથી. મતલબ દુનિયા સ્વાર્થી છે."

નેમીરાજર્ષિએ પણ ઇંદ્રના પૂછેલાં પ્રશ્નમાં કહ્યુ છે કે દુનિયા પોતાના સ્વાર્થના માટેજ રડે છે. આવું દુનિયાનું સ્વરૂપ છે. તેને ખૂબ સમજીને જીવે સમ્યક્ સામાયિક ધર્મને લાવવા માટે પ્રથમ તનતોડ પ્રયત્ન કરવો જોઇએ.

આગળ વધો! સંસારના રોજ બનતા કિસ્સા એમાંથી જરૂર સમજી શકાય છે કે પોતાના સતાનોજ પોતાના પિતાનું ખુન કરે છે. ધન્ય છે તમારી છાતીને કે તમેજ સંસારમાં રહી શકો છો! બીજાનું ગજું નથી હો! પોતાની કુક્ષિથી ઉત્પન્ન થયેલી પુત્રી સંસારના વિષય સુખને માટે માતાનું ખુન કરે છે. ભાઇ બેનનું, બેન ભાઇનું ખુન કરે છે! આવો સંસાર આવોજ સ્વાર્થમય છે. માટે ખુબ સમજો! વિચારો! થોભો! આ કોનું પરિણામ? વિચારો ખુબ વિચારો! વિચારશો તો વિચારી શકશો! જરૂર વિચારી શકશો કે આખી દુનિયા સ્વાર્થમાંજ લીપ્ત છે. લીપાયેલી છે.

ગાથા— **भोगी भमई संसारे अभोगी विप मुच्चई**

સ્વાર્થ સધાતો હોય ત્યાં સુધી સબંધી સ્નેહી સગા તૈયાર છે પણ સ્વાર્થમાત્રને જરા પણ ધક્કો લાગે ત્યારે અમીન દુશ્મનાવટ કરવાને તૈયાર થઈ જાય છે આ બધું સ્વાર્થ કરાવે છે. પરદેશી રાજાને સુરીકંતા, કોસમળ મુનિને વાઘણ, શ્રેણિક અને કોણીકના અધિકાર આદિ

વિચારો તો ખરા ! પરદેશી રાજા આદિના દ્રષ્ટાંતો વિચારો તો ખરાં, જરૂર સમજાશે ! આ પરથી સંસાર કેટલો સ્વાર્થી છે તે તમે સમજી શકશો ! આ દરેક આત્માએ વિચાર કરવો જોઇએ કે સૌ સ્વાર્થનાંજ સગાં છે. જ્યાં સ્વાર્થ સધાતો હોય ત્યાં બધાં ખડાં પગે હાજરજ હોય. પણ સ્વાર્થ ન સધાતો હોય ત્યાં ચકલુયે ફરકે નહિ. સગા માતા પિતા પણ સ્વાર્થનાજ સગાં છે. તો પછી હવે આપણે કરવું શું ? તો આપણે સ્વાથી'પણું છોડી દઇને નિઃસ્વાથી'પણું કેળવીને આપણી જીવનનાવડીને ભવ સમુદ્રમાથી પાર કરીને શાશ્વત મોક્ષ સુખને મેળવવા સફળ પ્રયત્ન કરવોજ જોઇએ, અને તે પ્રયત્નની સફળતા માટે સાપેક્ષ અને નિરપેક્ષ ચારિત્રને સમજો. ને સમજીને જ્ઞાન દર્શન ચારિત્રને આરાધો નિરપેક્ષને સમજીને તે બાજુ વળીને પોતાના ઉપયોગને નિરપેક્ષમાં સળંગ કરીને અનંતજ્ઞાન સમુદ્ર ભગવાન આત્મામાં સ્થિર થઇને સ્વસંવેદન આત્માનુભૂતિ કરી શ્રદ્ધા જ્ઞાનપૂર્વક, ચારિત્રમાં આગળ વધશે તે જીવ એક અવતાર કરી જરૂર મોક્ષને પામશે.

---

## વ્યાખ્યાન નં. ૨૨

### સં. ૨૦૧૫ ના પોષ સુદી ૩ રવિવાર તા.૧૧-૧ ૫૯

પરમ માગલિક પચ પરમેષ્ટીને નમસ્કાર કરીને સિદ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમા નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનું નામ તે સિદ્ધાંત. અહી ઠાણુંાગ સિદ્ધાંતની

વાત ચાલે છે एगे चरिते આત્મા એક, તેનું જ્ઞાન એક, દર્શન એક, ચારિત્ર એક, તે નિરપેક્ષ ચારિત્ર છે. અને વર્તમાન વર્તતી દશામાં જે જ્ઞાન, દર્શન ચારિત્ર પ્રગટયું છે તે સાપેક્ષ છે. જ્ઞાન દર્શન ચારિત્રમય આત્મા એક અખંડ અભેદ છે. एगं जाणइ से सव्वंजाणइ, એકને જાણે તો સર્વ જણાઇ જાય. અને સર્વને જાણવાનું પ્રયોજન એક આત્માનેજ જાણવાનુ છે. તે જાણ્યા વિના આત્માની પ્રતીતિ થાય નહિ, એટલે સમ્યકદર્શન વિના આત્મજ્ઞાન થાય નહિ અથવા હોતું નથી. તે વાત સાવ સાચી છે. પણ આત્મજ્ઞાનના પગથિયા રૂપે જીજ્ઞાસા હોઇ શકે છે. જુઓ બે વાત કરી છે. પણ સમ્યકજ્ઞાન, પ્રમાણજ્ઞાન, સત્યજ્ઞાન તે આત્મજ્ઞાનના પગથિઆ રૂપે જીજ્ઞાસા હોઈ શકે છે. જો પગથિઆ રૂપે **જીજ્ઞાસા નથી તો સમ્યગ્ દર્શન** નથી, અને આત્મ **જ્ઞાન પણ નથી**. તે જીજ્ઞાસાના બે અંગ છે. વિચાર અને વિવેક. માટે જીજ્ઞાસાના બે અગ રૂપે **વિચાર અને વિવેક જરૂર** હોઇ શકે છે ખૂબજ વિચારજો જો એટલુંએ નથી તો હજુ વીતરાગના માર્ગમા પણ નથી.

હવે જો જીજ્ઞાસાજ ન હોય તો સમ્ય દર્શન પણ ન સંભવે. હવે આત્મજ્ઞાન પહેલાં ચારિત્ર (આત્મરમણના પણ ન હોઇ શકે) એ વાત સાવ સાચીજ છે. પણ સદાચાર તો જરૂર હોઈ શકે છે. સદાચાર એટલે સત્ સત્ સમત આચાર અથવા સદાચાર એટલે પવિત્ર વિચાર, પવિત્ર વાણી, અને પવિત્ર કર્તવ્ય આતો જરૂર હોવાજ જોઈએ. છદ્મસ્થ એટલે

સંસારી એક ક્ષણુ પણુ નિષ્ક્રિય રહી શકતો નથી. જો શુભ નહિ તો અશુભ, અને બેય નહિ ત્યારે સત્ સત્ તો હોવાનુંજ છે. આત્મા ત્રિકાળી સત્ છે. ત્યારે સ્વભાવનો હોવાનોજ છે. તો સત્‌ની અભિરૂચી પૂર્વક જે પ્રસંગે જે કર્તવ્ય કે જે વિચાર આવે ત્યારે એમને નિર્મળ હ્રદયના જળથી શુધ્ધ કરીને અપનાવી લેવા. અપનાવી લેવા, એજ રાજમાર્ગ છે. એજ **नेया युयं मम्मं** ન્યાયમાર્ગ છે. એજ વીતરાગે બતાવેલો ધોધ માર્ગ છે. નહિ તો વાણીમાં આત્મા શબ્દ આવશે પણુ આત્માનો અનુભવ નહિ આવે. અને આત્મિક અનુભવ નહિ આવે ત્યાં લગી અંતઃકરણમાં સત્ સ્વરૂપી સ્વભાવનું અવતરણુ નહિ થાય અને એ સત્યના અવતરણુ વિના ખરૂં જ્ઞાન સમ્યક્‌દર્શન અને ખરો આનંદ કાયમી નિવાસ નહિ કરે. ખૂબ સમજીને અંતરમા ઉંડા ઉતરવાની આ વાત છે. જીજ્ઞાસા હશે તે તો જરૂર અંતરમાં ઉતારશે.

હવે કળ અને બળની જોડી ઉપરજ સર્વ કાર્યની સિધ્ધિનો આધાર છે. કળને ઠેકાણે કળ ને બળને ઠેકાણે બળનો ઉપયોગ થાય તો આત્મા અને શરીર બન્નેનું આરોગ્ય નિરામય રહે. કળ **એટલે જ્ઞાનની ચાવી, બળ એટલે પુરૂષાર્થ** બરાબર સમજો હવે જ્ઞાનની ચાવી વગરનો **પુરૂષાર્થ** અમૂલ્ય હીરા ખરચી કાણી કોડી ખરીદવા બરોબર છે. અને પુરૂષાર્થ વિનાની જ્ઞાનની ચાવી એ જીન વિનાના ડબા જેવી છે. કોઇપણુ અતિથિને ઘરે બોલાવવા

પહેલાં તેની 'સઘળી વ્યવસ્થા બરાબર પ્રથમ કરવામાં આવે છે. ત્યારે કોઇપણ સદ્‌ગુણને, ત્યાગ, વૈરાગ્ય, પ્રમાણિકતા સમ્યક્‌જ્ઞાન, દર્શન ચારિત્ર ધર્મ આદિ સદ્‌ગુણને બોલાવતાં પહેલાં તે ગુણ બેસી શકે તેવી સગવડતાને તૈયારી તો કરવીજ જોઇશે ને ? જેમ આત્મિક બ્રહ્મચર્ય, સ્વભાવ બ્રહ્મચર્ય, નિશ્ચય બ્રહ્મચર્ય વિના કેવળ કાયિક બ્રહ્મચર્ય અધુરૂ છે. તે વાકય ઉપરથી જે કાયા વડે બ્રહ્મચર્ય પાળનારો તેને છોડી ન દે પણ વધુને વધુ સાવચેત રહે. તેમ સમ્યકદર્શન વિના જ્ઞાન ખરૂં નથી પ્રમાણ નથી, ત્યાં આત્મિક જ્ઞાન હોઇ શકે નહિ, એ વાકય સાભળીને દર્શનના ઉપાયોની ઉપાસના છોડી ન દે. અખંડ અભેદ્ય વિશ્વાસ આત્મામા આવે તેની ઉપાસના છોડી દેવી ન જોઇએ. જ્ઞાન વિના ચારિત્ર નક્કર નથી. એ વાકય સાભળી સંયમલક્ષી ક્રિયાઓનું આચરણ તો કરતાજ રહેવુ જોઇએ. તેને કોઈ તજી ન દે. પણ સમ્યક્‌દર્શનની પ્રાપ્તિના બક્ષે તે યથાર્થ કરે અને સંયમલક્ષી ક્રિયાઓમાં જ્ઞાનને ભેળવવાનો અંતરંગ પુરૂષાર્થ કરે, પુરૂષાર્થ ફોરવે.

સમ્યકજ્ઞાન થયા પહેલાં સમ્યકજ્ઞાનને ઉત્પન્ન કરવાનાં યથાર્થ ફરજો દરેકે દરેક વ્યકિતઓએ બરાબર બજાવવી જોઇએ. સમ્યકજ્ઞાન થયા પછી એ ફરજોમાથી સુક્ષ્મ બદલાની ઝંખના તદ્દન શાત થઇ જાય છે સમજો, સમજો બરાબર સમજો ગુરૂ કહે છે તે સાચું છે, સાચું કહું છું હો ! એટલો વિશ્વાસ જરૂર રાખજો. અનુભવ પૂવર્કની વાત કરૂં છું માટે સમજો, ઝંખના

શાંત થઇ જવાથી એ ફરજે આત્મ રમણના પોષક સ્વરૂપે આપ મેળે પરિવર્તિત થઇ જાય છે. આમજ છે, માન્યા વિના છુટકોજ નથી. આનુ નામ जे आसवा ते परिस्सवा जे परिस्सवा ते आसवा આ એક મહાન અદરનો સિધ્ધાંત છે. ઘણું રહસ્ય ભરેલુ છે. પણ ગુરૂદેવના વચન ઉપર વિશ્વાસ તો રાખવો જોઇએ ને ? વિશ્વાસ રાખીને યથાર્થપણે સમજવો જોઇએ.

જૈન ધર્મ અમુક વાડાનો, અમુક જાતિનો ધર્મ નથી. પણ જૈનધર્મ તો જાતિય અને વાડામાં બધાયેલી સકીર્ણ સંકુચિતતાનાં જંજીરમાંથી મુકત કરનારો છે. એથી વર્ણ અને સામાજની વ્યવસ્થા અખંઠ જળવાય છે. ને જાતિવાદ કે સંપ્રદાયવાદ જન્મતો નથી. જૈન ધર્મના ઉંચામાં ઉચા તત્ત્વજ્ઞાનનું રહસ્ય સમ્યકસમતા યોગની ભૂમિકા ઉપર છે. સમ્યક સમતાનો યોગ જરૂર જોઈશે. જો નહિ હોય તો જૈન જ્ઞાનના તત્વજ્ઞાનનું રહસ્ય નથી સમજાયુ એમ જરૂર માનવું જોઇશે. ત્રિજે મજલે જવા પહેલાં બીજો મજલો પસાર કરવોજ પડે છે. તેમ એ રહસ્યને પહોંચવાને માટે ત્યાગ, વૈરાગ્ય પ્રમાણિકતા ન્યાય નીતિ આદિ ભૂમિકાઓ પસાર કરવીજ પડે છે વળી જેમ ત્રિજો મજલો પહેલાં બીજા મજલાથી જોડાયેલો પણ છે જો નીચેના બે મજલા તૂટી પડે તો તે ત્રિજો મજલો નટકી શકે ? તેમ જીનોપાસક ભૂમિકા, દેવોપાસક ભૂમિકા, જ્ઞાનોપાસક ભૂમિકા, તે ત્રણ મજલા છે. પહેલાં બે ન હોય તો ત્રિજો ટકી શકે નહિ. આ સત્ય શ્રવણ ભગવંત મહાવીરની

જીવનચર્યામાં અને જૈનસંઘ બંધારણમાં એ શ્રેષ્ટ છે.

જ્યારે ઇંદ્રભૂતિ ભગવાનના પ્રથમ ગણધર બને છે ત્યારે તેમની કસોટી પ્રમાણિકપણાથી, બીજી કસોટી જ્ઞાનથી થઇ અને જ્યારે જીનોપાસકની ભૂમિકામાં પ્રથમ નંબરે પાસ થયા, પછીજ પટ્ટશિષ્ય તરીકે સ્વીકાર્યા, ગુરૂઓ તમને ક્યારે સ્વીકારે ? ધન્ય મારા ધણીને હાલે તેમ હાંકે તેમ તો નથી કરતા ને ? હવે તેમના ભક્તોમાં પણ પ્રમાણિકતાને જ્ઞાનની ભૂમિકા પરિપાક થવાના જ્વલંત ઉદાહરણ ખૂબ મળે છે. જ્ઞાની કહે છે કે સમ્યકદર્શન પહેલાં આત્મિક જ્ઞાન હોતું નથી, પણ જીજ્ઞાસા તો હોવી જોઇએ. જીજ્ઞાસાના બે ભેદ વિચાર અને વિવેક. હવે વિવેક એટલે વિચારપૂર્વક પ્રાપ્તિનુ નિમિત્ત કહેવાય છે. હવે વિચારપૂર્વક ભેદજ્ઞાન એટલે શું ? નવે તત્ત્વને યથાર્થપૂર્વક જાણે, શ્રધ્ધે, અને કષાયની ઘણીજ મંદતા કરે, એ ત્રણેને વ્યવહાર જ્ઞાન શ્રધ્ધા ને ચારિત્ર કહેવાય છે. જો આના ઠેકાણાં નથી તો વ્યવહારના પણ ઠેકાણાં નથી. હવે તે ત્રણેને જાણે, તે વ્યવહાર જ્ઞાન, શ્રદ્ધા તે વ્યવહાર શ્રધ્ધા, અને કષાયની ઉપશાંતતા થાય તે વ્યવહાર ચારિત્ર કહેવાય છે, એટલે વ્યવહાર શ્રધ્ધા જ્ઞાન ચારિત્ર કહેવાય છે. હવે આહિં આવ્યા પછી અંતરંગમાં પ્રવેશ એટલે પોતાના આત્માનું જ્ઞાન, દર્શન, આત્માની શ્રધ્ધા અને ચારિત્રમાં આવે છે તે પ્રત્યક્ષ શ્રદ્ધા છે. અને તે નિશ્ચય ચારિત્ર છે. અને તેના જોરે તે નિરપેક્ષ ચારિત્રને પામીને શાશ્વત સિદ્ધપદને પામે છે,

તે સાચા જ્ઞાન, દર્શન, ચારિત્રના જોરે તે કેવળજ્ઞાનને પામીને સિધ્ધપદને પામશે एगे चरित्ते નિરપેક્ષ ચારિત્રને સમજશે તે જરૂર સાપેક્ષને પ્રગટ કરશે ને સ્વરૂપમાં ઠરશે. તમે પણ પ્રયત્નમાંજ છો ને? અહીં ગુરૂ પાસે આવતાં કરતાં તો નથીને? હવે એક પ્રશ્ન મુકું! તમે એક પણ દ્રષ્ટાંત મને બતાવશો કે જેમનો મોહ કરનાર સુખી બન્યા હોય? બતાવવાને તમે સમર્થ નથી ખરૂ ને? શું તમે પોતે એક પણ યુક્તિ મને બતાવશો? કે જેનો મોહ દુઃખનું કારણ ન બની શકે? અરે! તમે તમારા વિશ્વાસુ હૃદયને તો પૂછી જુઓ? કોઇ દિવસ હૃદયને પૂછયુ છે? દેહના મોહથીજ તું શું દુઃખી નથી? હા દુઃખીજ છે! તો હવે કાયાની માયા છોડો! કાયા પરથી તમારી દ્રષ્ટિ ઉઠાવી લ્યો? અને આત્માનંદની મધુરી મસ્તી અનુભવી લ્યો? સાચું કહું છું સત્ય કહું છું? કે તમે જરૂર આત્માનંદની લ્હેરો પામશો. ત્રિકાળ જ્ઞાની અનુભવ પૂર્વક કહે છે. દુઃખની મુશળધાર વર્ષાનું એક બિંદુ પણ તમેજ છો? તેને તે નહિજ સ્પર્શી શકે? ધારી લેજો દેહ તે તું નથી, ગોખો બરાબર ગોખો નિશાળ માંડી છે? ભણો! તું છે તે દેહ નથી માનવ તુંજ છે? તેની તેં કદી તપાસ કરી? એનો વિકાસ એની ઉન્નતિ તે અંતઃકરણથી ઇચ્છી? એની તપાસ કરી? એની સંભાળ કરી? એના સુખ દુઃખ પૂછયા? એનો વિકાસ એની ઉન્નતિ તે અંતકરણથી ઇચ્છી? ના, ના, અનંતકાળથી તે જે તું નથી ને જે તારૂં નથી એનીજ તપાસ કરી ને એનાજ સુખ દુઃખ પૂછયા છે? પૂછ્યા તો ઘણુાય

છે? વિકાસ પણ એના જ। ઉન્નતિ પણ એનીજ ચાલી છે ને ઇચ્છી છે? પરંતુ સાથે એટલુ નક્કી સમજી લે કે તારા પર દુઃખની ભયંકર હોનારતો સરજાયેલી છે। એથી તું હજુ પણ દુઃખની અનાદિ જાળમાંથી મુક્ત નથી થયો? બરાબર આમજ છે. તો હવે દેહમાંથી મુકત થા? શું કહું છું? શેમાંથી આ દેહ અને સંસારની સુખસાહ્યબીની ગોદમાંથી આશક્તિ ઉઠાવી લે? પારકાની ગોદમાથી મુકત કર? મુકત થા? ભઈલા। બાપલા હવે મુકત થા? મુકત થા. અને પ્રથમ પગથિયારૂપે તપ ત્યાગ, સંયમ, યમ નિયમ, પ્રમાણિકતામાં જીજ્ઞાસામાં સમંત થઇ તારી જાતને શિષ્ટાચારમાં ધરી દે.

અને પછી ભવદુઃખની જાળમાંથી સમ્યક્‌જ્ઞાન દર્શન ચારિત્રના સાધનથી જરૂર તું મુકત બની જશે.

આટલું કામ તો કરો? અને સ્વતંત્રતાના મધુર ગીત ગાતું અનંતના પ્રવાસનું પંખેરૂ બની જશે? એટલે સાદી અનંત પદ સિધ્ધપદની પ્રાપ્તિ થઈ જશે. હવે તું દેહનો મોહ છોડીને એક અખંડ આત્માને સમજી લે. એમાજ ઠરી જા.

**एगे चरित्ते** એકનેજ સમજ ઉપદેશ આપવો અનેકને ગમે છે? પણ સાંભળવા તો ઘણાને ગમે છે, રૂચે છે. પણ ગ્રહણ કરવો તો કોઇ વિરલાનેજ ફાવે છે. ઠંડે કલેજે અન્યનું અપમાન કરનાર પોતાનુ અપમાન થતાં સામે ઉછળી ઉઠતો હશે? અન્યનો દોષ કાઢવામાં માણુસને આનંદ આવે છે. પણ અન્ય જ્યારે પોતાના દોષ કાઢે છે ત્યારે તેને કાળજ આગ લાગે છે? તમે કોઇને ટોચે ન લઇ જઇ શકો તો

કાંઈ નહિ પરંતુ તળેટીમાં ન ધકેલો ? બાપલા ન ધકેલો. અન્યના પર ઉપકાર ભલે કરો ! જેટલો થાય તેટલો કરો પણ તે ઉપકારના ભારથી તેને કચરો નહિ. ગુણ હશે તો એના પારસ સ્પર્શે કુરૂપ લોઢું પણ સુવર્ણ બની જશે. વિજયનુ ગુમાન તે પરાજયનુ પ્રથમ સોપાન છે. કોઈની જીવન નૈયા માટે સુકાન ન બની શકો તો કાંઇ નહિ પણ તુફાન તો નજ બનો. એક વાત લક્ષમાં રાખો, માનવીની મોટામાં મોટી શકિત કઈ ? જીવનનો મોહ તેમજ મૃત્યુનો ભય ત્યાગી શકવાની શક્તિ તેજ મોટામાં મોટી છે. આમ સમજીને જે આગળ વધશે एगे चरि-ते ને બરાબર સમજીને જે જીવ સાપેક્ષ નિરપેક્ષ બને ચારિત્રનું સ્વરૂપ સમજીને નિરપેક્ષ તરફ ઢળશે તે સ્વરૂપને પામીને જરૂર મોક્ષે જશે.

---

## વ્યાખ્યાન ૨૩ મું

### વ્યાખ્યાન સં.૨૦૧૫ ના પોષ સુદી ૪ સોમ તા. ૧૨-૧-૫૯

સિદ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા. પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ તે સિદ્ધાંત. અહી ઠાણાગ સિધ્ધાતની વાત ચાલે છે. પહેલું ઠાણું एगे चरित्ते આત્મા એક, તેન જ્ઞાન પણ એક, ચારિત્ર પણ એક, તેવા અખંડ અભેદ આત્માનું નિરપેક્ષ ચારિત્ર છે. અને વર્તમાન વર્તતી પર્યાયમાં જે પ્રગટ જ્ઞાન દર્શન ચારિત્ર છે તે સાપેક્ષ

છે. જ્ઞાન દર્શન ચારિત્રમય આત્મા પોતેજ સ્વયં એક છે. ને એકને જાણે તો જ્ઞાન સમ્યક્ છે. અને ન જાણે તો અજ્ઞાન છે. માટેજ જ્ઞાન દર્શન ચારિત્રને આરાધીને સ્વરૂપમાં સ્થિર થશે તે નિરપેક્ષ ચારિત્રને પામી જશે. હવે તે ચારિત્ર પામેલો જીવ વીતરાગ માર્ગે વિચરે. વીતરાગ માર્ગે વિચરેલો આત્મા કેવો હોય ? તેનો પુરૂષાર્થ કેવો હોય ? તે મોક્ષ માર્ગના પથિકો- તેઓની અંદરની પ્રવૃત્તિ પણ કેવી હોય? તેને જાણે તો અવિનાશી કલ્યાણ થઇ જાય.

શાસ્ત્રકાર કહે છે કે વીતરાગ માર્ગે પ્રવર્તતા સાધુ સાધ્વી કેવા હોય ? તો કહે છે કે "**निगंथा उज्जु दंसिणो**" નિગ્રંથ સમ્યક્ ઉજુઓ નિગ્રથો સાધુઓ ઉજુ એટલે સરલ દ્રષ્ટિવાળા જેની દ્રષ્ટિમાંથી વક્રતા નીકળી ગઇ છે એવા હોય. દ્રષ્ટિમાં સરળપણું પર્યાયમા સરળપણુ જુદુ છે. વળી કેવા હોય ? '**निगंथा धम्म जीविणो**' વર્તમાન વર્તતી પર્યાયમાં ધર્મ થાય છે. નિગ્રથ ધર્મજીવી હોય છે. નિગ્રંથ સમ્યક્ધર્મજીવી હોય છે. સમ્યક્જ્ઞાન, દર્શન, ચારિત્રમય જીવન હોય અને દ્રષ્ટિમા ત્રિકાળ દ્રવ્યમય હોય ! વળી કેવા હોય ! '**निद्रेशं नाइवहेज्जा**' મેહાવી આ તો શાસ્ત્રના પાઠ છે. મેહાવી વીતરાગ સાર્ગે વિચરતા સાધુ સાધ્વીઓ મોક્ષ માર્ગે વિચરતા સાધુ સાધ્વીઓ, ગુરૂજનોની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નથી. જીનઆજ્ઞાનુ ઉલ્લઘન કરતા નથી. વળી '**निंदच न बहु मन्नेज्जा**' આત્મહિતેચ્છુ બહુ નિંદ લેતા નથી. કર્મની ભેખડોને તોડનાર જ્ઞાન, દર્શન, ચારિત્રના

આરાધક સાપેક્ષ, નિરપેક્ષ ચારિત્ર જેણે સમજાવ્યું છે એવા. દ્રષ્ટિ દ્રવ્યમાં છે કર્મની ભેખડો તોડી નાંખી છે એવા ભિકખુ જીનઆજ્ઞાનુસાર વર્તે છે. એવા ભિકખુ નિંદ્રા કે પ્રમાદને સેવતા નથી પણ निमम्मे निरहंकारी મમતા અહંકાર રહિત હોય કારણ દ્રષ્ટિ છે દ્રવ્યમાં. પર્યાયમાં જ્ઞાન વિવેક કરે છે અને પોતે સતોષી ધર્મમય જીવન જીવે છે. અને એ માર્ગે વિચરતા હોય છે. આ સમજો તો ખરા ? કેટલો બધો લાભ છે ? જીનેશ્વરની આજ્ઞાનુસાર વર્તે છે. પોતાના સ્વછંદે પ્રવેશ કરી શકે નહિ, ન સમજાય તો હાથ જોડી ઉભા રહો ! આવો ભિકખુ જીનઆજ્ઞાનુસાર વિચરે ! વળી निरठाणिऊ वज्जए નિરર્થક કાર્યને છોડી દે. જેટલાં નિરર્થક કાર્યો હોય તેને નવગજના નમસ્કાર કરે. પોતાની સામે આવે તો દ્રષ્ટિ પણ ન કરે ! ત્યારે કરે શું ? निव्वाणं संधए मुनीः મુનિ નિર્વાણ સાથે વીતરાગ માર્ગે પ્રવૃર્તતા સાધુની આવી દશા હોય છે. नीव्वाणं संघए मुनीः નિર્વાણનેજ સાધે બીજુ બધું હરામ છે. 'नीव्वाणं वादीनीह नायपुत्ते' નિર્વાણવાદીઓમાં જ્ઞાતપુત્ર મહાવીર સ્વામી સર્વ શ્રેષ્ઠ છે, અને એ માર્ગે ચાલનારા સાધુ સાધ્વીઓ છે. અનંતકાળ સુધીની સ્વતંત્રતાનું નામ મોક્ષ છે. ચોથું ગુણસ્થાનક આત્માને છઠ્ઠે ગુણસ્થાને જવાની પ્રેરણા આપ્યા કરે છે. અને જો ચોથે જવાની પ્રેરણા ન આપતું હોય તો હજું તેના અવિરતી સમ્યક્દ્રષ્ટિના ઠેકાણાંજ નથી. અરે ? લાયકાતનુ પણ ઠેકાણું નથી. અને જીજ્ઞાસાના બે અંગ વિવેક અને વિચારના પણ ઠેકાણાં નથી. તો મરીને

જશે ક્યાં ? ચોથું પ્રગટયું હોય તે આત્માને ઉપર જવાની પ્રેરણાં આપ્યાજ કરે ? સમ્યક્ દ્રષ્ટિને સંસાર ન છુટે, જેમ શ્રેણિક રાજા આનંદાદિ શ્રાવકો, અનાથિ મુનિ આદિની માફક સર્વથા ન છુટે. તેજ ભવે ન છુટે એમ બને, પણ નથી છુટતું તેનું દુઃખ નિરંતર રહ્યા કરે, નહિ છુટવાનું દુઃખ ન હોય તો મળેલી સાહ્યબીમાંજ સુખ માનીને બેઠો છે. આનંદાદિ શ્રાવકો લક્ષ્મીને ખોટી માનનારા શાસનમાં રહી શકે. ? સંસારને ખોટો માનનારા જૈન શાસનમાં રહી શકે પણ લક્ષ્મીને ભોગને શ્રેષ્ટ માનનારા દાતારો જૈન શાસનમાં નજ રહી શકે. લક્ષ્મી ભોગ એને ખોટુ માનનારા જૈન શાસનમાં રહી શકે છે. પરંતુ જેણે હેયને ઉપાદેય માન્યું છે તે વીતરાગ શાસનમાં ટકી શકતા નથી. જ્યાંસુધી હેયને ઉપાદેય માને તે જે થોડું દાન દે તે દાન નહિ પણ મમત્વ લોભનો ત્યાગ તે દાન કહેવાય ? જગતમાં એક વાત ધારી લેજો, ઠરી જાવ હો, સાપેક્ષ નિરપેક્ષ ચારિત્રથી ચાલનારા આવાજ હોય. જો ભઇ, જગતમાં જે ન હતું તે સર્વથા થવાનું નથી. વાકય છે. नासतो विद्यते सत् તો આવ્યુ શું અને ગયુ શું ? જ્યાં છે ત્યાં છે. જેમ છે તેમ છે. માટે હવે માકલા મારવા છોડી દે, અરે ! મરીને ઉતારા થશે ક્યાં ?

ઔચિત્ય, અનુકંપા આ બે ધર્મના અલંકારો છે આ અલંકારમા આવ્યો નથી ત્યાં સુધી હજુ તુ સાપેક્ષ ચારિત્રમાં પણ આવ્યો નથી. મોક્ષ માર્ગના પણ ઠેકાણું

નથી. ઔચિત્ય, અનુકંપા એ બે વ્યવહાર મોક્ષ માર્ગ છે. તે નિશ્ચયના લક્ષે હોવાજ જોઇએ ? પોતાના અંતરની પરીક્ષા તો બહુ દુષ્કર છે. સંસારની જુગુપ્સા તે ભાવ ધર્મ. જ્યાં રોગ આવ્યો ત્યાં માને કે કયાંથી રોગ આવ્યો ? અને મોહ આવે ત્યાં માને કે મરણ કયાંથી આવ્યું. ? જ્ઞાનિની ક્રિયા કે જ્ઞાનિની નિશ્રાની ક્રિયા તેજ ક્રિયા સમ્યક્ક્રિયા છે. જીવે ક્રિયા તો અનંતકાળ કરી પણ જ્ઞાનિની ક્રિયા કે જ્ઞાનિની નિશ્રાની ક્રિયા હજુ કરી નથી. અરે ! "बुधो भोगे परिच्चयइ" સમ્યક્જ્ઞાનિ ભોગોને છોડે છે. હજુ બે ભોગોનો વિકલ્પ હોય અને તેમાં જો સુખની કલ્પના હોય તો હજી તે સમ્યક્-જ્ઞાનિ જ નથી કોણ ભોગોને છોડી શકે છે ? માટે પકેલાં સમ્યક્જ્ઞાન, સમ્યકદર્શન થાય તોજ ભોગોને છોડયાં યથાર્થ કહી શકાય. સારા માર્ગે ખર્ચ્યું બધુય ખમાય ? ને રહ્યું બધુંચ જો ખટકે તો સાચો દાતાર કહેવાય. દ્રષ્ટાંત— ખૂબજ સમજજો. ચારજીવ બધુય છોડીને ચાલી નીકળ્યા, ભૃગુપુરોહિત, જસા ભાર્યા, જસોભદ્ર ને દેવભદ્ર એમણે જે છોડી દીધું તે બધાયને રાજાએ સંગ્રહવા માંડયુ, ને તે સંઘરતા રાજાને જોઇને રાણીને ખટકયું. એટણે રાણીએ રાજાને પ્રતિબોધ્યા, અને પછી બંને સંસાર છોડીને ચાલી નીકળ્યા. એ છ જીવોને જ્ઞાનિએ સાચા ઉદાર તરીકે સંબોધ્યા, અને તે છ જીવો સાચા ઉદાર બનીને વીતરાગ માર્ગે જઈને આરાધના કરીને મોક્ષપદને પામ્યા.

વૈરાગ્ય હોય ત્યા જૈનત્વ ન હોય તે બને, પણ જૈનત્વ હોય ત્યાં વૈરાગ્ય તો જરૂરજ હોય. હોવોજ જોઇએ. તો

તમારામાં જૈનત્વ છે? સંસારમાં સારામાં સારી સુંદરમાં સુંદર શ્રેષ્ટમાં શ્રેષ્ટ પૌદ્ગલિક ચીજ અને તેના પ્રત્યે અંશ માત્ર મોહ તે આત્મા માટે ભયરૂપ છે. પુણ્યોદયની હાજરીમાં કરેલા પાપના પરિણામ આત્માની પર્યાય સાથે સબંધ ધરાવે છે. મને કોણ દેખે છે? ખાનગીમાં કરેલું પાપ બેપરવાહથી મને કોણ પુછનાર છે? ભલે તત્કાળ ફળ ન આપે પણ જ્યારે તેનો નતિજો ભોગવવો પડશે ત્યારે કોઇ બચાવી શકશે નહિ, ગાથા—

मरिहिसि रायं जया तया वा मणो रमे कमगुणे पहाय ।

કમળાવતી રાણી રાજાને કહે છે કે હે રાજન! જ્યારે કે ત્યારે તું મરી જવાનો છું? વર્તમાન તું પાપના પરિણામને સેવી રહ્યો છું પણ જ્યારે પાપનો નતિજો ભોગવવો પડશે ત્યારે તને કોઇ બચાવી શકશે નહિ, એકજ ધર્મ બચાવી શકશે. ગાથા—

एक्को हु धम्मो नरदेव ताणं न विज्जइ अन्नमिदेह किंचि ॥

જેને સર્વ વિરતિની ભાવના નથી તે સાચો શ્રાવક નથી.

આરંભ પરિગ્રહ છોડી કરી, કયારે થાઉં વૃત ધાર,
અંતસમયે આલોયણા કરી, કરૂં સંથારો સાર.

આવા તો શ્રાવકના લક્ષણો છે. તો હવે મારે તમને કેવા શ્રાવક માનવા? પુણ્યથી મળેલી સામગ્રી ચલી જવાની છે (સાચું કહું છું હો! અનંત જ્ઞાનિઓએ સમંત કરેલું છે) અથવા મારે એને મુકીને જવાનું છે એમ હંમેશા યાદ જ રહેવું જોઇએ. સદાયને માટે માયાને છોડી દે! આ

પ્રમાણે સાધુ સાધ્વીઓ નિરપેક્ષ ચારિત્રને સમજી સાપેક્ષમાં આવશે તે એક અવતાર કરીને મોક્ષમાં પહોંચી જાય છે.

હવે શ્રાવકોને માટે જે ગુણ અનંતકાળમાં નથી ઉઘડયો એવો નિર્દોષ આત્મગુણ ઉઘડવા માટે તે પવિત્રતા અને પવિત્રતા એટલે નિર્દોષતા, ને યોગ્ય ભૂમિકા પ્રથમ તૈયાર હોવી જોઇએ. આવી તૈયારીમાં તો આવી જાત. આત્મગુણને અટકાવનારા ક્રોધ, માન, માયા આદિ અવગુણો છે.

कोहो पीइं पणासेइ, माणो विणय नासणो।
माया मित्ताणि नासेइ, लोहो सव्वविणासणो ॥

નિરાભિમાન આદિ અનેક ગુણોને અટકાવનાર ક્રોધાદિ કષાયોને પાતળા પાડવા જોઇએ. દ્રષ્ટાંત- જેમ ભારેલ અગ્નિ એનું ફળ તાત્કાલિક આપી શકે નહિ. ન આપી શકે તેવું રાખમાં જોર છે, તેમ જ્ઞાન બળ વડે ક્રોધ માન માયાને લોભને રોકવાજ જોઇએ. હવે અંતર આત્મામાં પુરૂષાર્થથી અંતર આત્મામાં અકષાય દ્રષ્ટિના બળથી ક્રોધ, માન, માયા, લોભ જેણે ઠાર્યા છે, ઘટાડયા છે તેને 'નિગ્રથા' સ્વરૂપમાં ઠરવાનું ઠામ જાણ્યુ છે. જ્ઞાનિઓએજ કરવાનું કામ જાણ્યું છે અને તેઓજ કરે છે. તેને હવે સંસારની કામના નથી. માત્ર ભગવાન આત્માના મોક્ષનીજ અભિલાષા છે. રાગની ઈચ્છા નથી, પૂર્વના પુણ્યની ઈચ્છા નથી, અભિલાષા નથી એટલે રાગ ઇચ્છારહિત મમતા રહિત, પૂર્ણ પવિત્ર એવા આત્માનીજ અભિલાષા છે. મોક્ષ એ આત્માની પૂર્ણ પવિત્ર દશા છે. નક્કી તો

કરો ? રાગના અંશ વગરનું નિર્વિકલ્પ, નિરપેક્ષ તત્વ છે. તે તારોજ આત્મા છે. एगे नाणे एगे दंसणे एगे चरित्ते એવો આત્મા નિરપેક્ષ તત્ત્વ છે. આને સમજ્યા વિના છુટકો નથી. સમજો બાપલા ? સમજો ? અનતકાળમાં જે પમાયું નથી માટે તે દુષ્કર છે. પરમાર્થ પામવાનો એકજ માર્ગ છે. કષાયની મંદતા અને સંસારથી છુટકારાની ઇચ્છા અને પાત્રતા સહિત પરમાર્થની રૂચિ જરૂર જોઇએ જોઇએ ને જોઇએ જ. પરમાર્થ એટલે પૂર્ણપદને પહોંચવુ. આત્માર્થીને ભવ કરવાનો ભાવજ નથી.

અંતર વૈરાગ્ય અને મોક્ષની ઇચ્છા થવામાં સંસાર ભવ પ્રત્યે ખેદ છે. ખેદમાં રાગદ્વેષના અંશો પડે છે તે પ્રશસ્ત છે. હવે તે રાગનો અંશ પણ તેને રાખવાનો ભાવ નથી. રાગના અશો પડે ખરાં, પણ અંદરમા રાખવાનો ભાવ નથી. તોજ મોક્ષમાં જવાની ઇચ્છા બરાબર છે. શ્રદ્ધા બરાબર છે. જીવે આ સાભળ્યું નથી બહારનીજ લયમાં પડયો છે, રાગ રંગમાં પડયો છે, આ સત્‌તો લમણા ફોડે એવું છે. હળુકર્મી આત્માર્થી જીવ હશે તેજ સમજશે.

જીવે અનંતિવાર દેવના ભવ કર્યા તે ભવ પણ ચૈતન્ય પ્રભુ સાથે ઉપાધી છે. પ્રભુ ચૈતન્ય ! અમૃત વેલડી છે. અને રાગદ્વેષ મોહના ભાવ કરવા જેવા છે, રાખવા જેવા છે, થોડા તો કરવાં પડે. આ બધાંય ભાવ વિષયની વેલડી સમાન છે. આત્મા અમૃતકુપ છે. તેની સાથે રાગદ્વેષની ઉપાધી હવે ગમતી નથી. એક પણ ભવ કરવો આત્માર્થીને ગમતો

નથી. એક ભવ કરવો અને ઝેરના ટુકડા ખાવા બરાબર છે. ભવનો હવે તેને ભાવ નથી. તેને બધાય પ્રાણી પર દયા છે બધાયમાં પોતે એકલો છે અને તે એકલો બધાયથી જુદો છે. વીતરાગી તત્ત્વ છે એને સમજીને જે જીવ નિરપેક્ષ ચારિત્રમાં ઠરશે તેનું અવિનાશી કલ્યાણ થઇ જશે.

---

## વ્યાખ્યાન ૨૪ મું.

### સં. ૨૦૧૫ના પોષ સુદી ૫ ને મંગળવાર તા. ૧૩-૧-૫૯

સિધ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ તે સિદ્ધાંત. અહિં ઠાણુાંગ સિધ્ધાંત પહેલુ ઠાણું એગે ચરિત્તે આત્મા એક તેનું જ્ઞાન એક, દર્શન એક અને ચારિત્ર પણ એક, એવા અખંડ અભેદ ત્રિકાળી આત્માનું સ્વરૂપ જેણે જાણ્યું, તેણે માણ્યું, અને તેજ શાશ્વત સુખને પામશે વર્તમાન વર્તતી દશામાં જે જ્ઞાન દર્શન ચારિત્રના અંશો ઉઘડયા છે તે સાપેક્ષ ચારિત્ર છે. તે નિરપેક્ષ લક્ષ પૂર્વક ના હોય તો સાચા છે. જ્ઞાન દર્શન ચારિત્રમય આત્મા એક છે તે એકનો તું વર્તમાન નિર્ણય કરવાને બેસ. તે નિર્ણયનું વેદન એ સમ્યક્‌દર્શન અને સ્વરૂપ દર્શન પણ કહેવાય છે. તેને પામવાનો ઉપાય એગે ચરિ-ત્તે એ ઉપાય આચરણમા નિર્દોષ નિર્મળતા, પવિત્રતા, પાત્રતામા આવીને પછી સાપેક્ષ નિર-પેક્ષને સમજીને જીવે આગળ વધવાનુ છે. પાત્રતા અને નિર્દોષતા જરૂર જોશેજ. માટે જીવનમાં નિર્દોષતા,

પાત્રતાને લાવવા પ્રગટાવવા યોગ્યતામાં આવ. અને પછી એગે ચરિત્તે ના નિર્ણય કરવા બેસી જા. જરૂર તને એગે ચરિત્તે સમ્યક્દર્શનની પ્રાપ્તિ થશે

નક્કી કરી લેજો કે પુણ્ય ઉદયથી મળેલી ભોગ સામગ્રીને પણ અહિંઆ એમ ન કહું કે પુરૂષાર્થથી મળેલી છે. ભોગવવા જેવી છે. એમ કહેવું તે પાપ છે. ભોગવવા જેવી છે તેમ માનવું તે પણ પાપ છે. પણ તારા પોતાના પુરૂષાર્થથી મળેલી નિર્દોષતા, પવિત્રતા, પાત્રતા પૂર્વકની મેળવેલી આત્માની સામગ્રીને ભોગવવી તે ધર્મ છે. આ સંસારમા રાગ કરાવવાવાળી કોઇપણ ચીજ જો હોય તો તે પૌદગલિક સુખ પૂર્વકની મિથ્યાત્વ દર્શન પૂર્વકની આશકિત છે તેને યોગ્યતામાં આવીને જીવ જો ટાળે તો જરૂર સમ્યક્દર્શનને પામે, અને તો તે જીવ કેવળજ્ઞાનને પણ પામે.

મહાન આત્મા એ કે જે આવી પડેલાં સંસારના દુઃખને આનંદપૂર્વક ભોગવે તેમજ આવી પડેલાં સંસારના સુખને દુઃખ માની સમભાવે ભોગવે. તે મહાત્મા અને સમભાવે ન ભોગવે તો મહા-તમા મહાન અંધકારને પામે. મુનિપણાનો સ્વાદ ક્યારે આવે? જો જ્યારે આવી પડેલાં સુખદુઃખ વખતે સ્વરૂપમા સ્થિરતા જામી જઇને એકાગ્રતા ભોગવવાની તૈયારી કરે ત્યારે ને? મુનિપણું કઇ રેઢાં નથી પડ્યા. કારણ

'मानव होना मुश्किल है साधु कहांसे होय,
साधु हुआ तो सिध्ध हुआ कहेणी न रही कोई'

જીનેશ્વર દેવના ધર્મને પામેલો દાતાર, જ્યાં ધર્મ પામ્યા નથી ત્યાં લક્ષ્મીના દાતારને દાતાર કહેવાતા નથી. બે ચક્રવર્તીને છ ખંડની સાહ્યબી હતી છતાં તે ભિખારી હતાં. તેઓને છ ખડ હોવા છતાં ઘોર નર્કમાં ગયા. પણ અહીંઆ તો જીનેશ્વર ભગવાનનાં ધર્મને પામેલાં દાતની વાત છે. (બાકી તો બધાય ભિખારી છે) એવા દાતાર પોતાના આશ્રિતોના આશ્રયદાતા હોય છે, એમાં કાંઇ નવાઇ નહિ, પણ દીન અને અનાથના તે બેલી હોય છે. રસનાને ગમે તે આપવું તે પાપ છે. અને 'असेयकरी अन्नेसिं इंखिणी' આ શાસ્ત્ર પાઠ છે કે નિંદા કરવી તે મહાન પાપ છે. પેટ ભરવા માટે અન્ન, પીવા માટે પાણી, તથા શરીર ઢાંકવા માટે વસ્ત્ર આ ત્રણ સિવાયની આજની જરૂરીયાતો તે નશાખોરી છે. તમે નશાખોરીમાં તો નથી ને? સ્વ અને પરનું જેમાં કાંઇપણ વાસ્તવિક હિત નથી એવી તે સઘળી વાતો તે વિકથા કહેવાય છે. તમે તેમાં નથી ને ? નિર્દોષ અને પાત્રતામાં આવેલા જીવોને આવી વિકથાનો પ્રેમ ન હોય એટલે ધર્મની આરાધના માટેજ સામર્થ્ય એક સામાન્ય મનુષ્યમાં હોય છે. તે સામર્થ્ય ઉંચામાં ઉંચા દેવમાં પણ નથી કોનું સામર્થ્ય વધ્યુ ? ઉત્તર = મનુષ્ય સામર્થ્ય વધ્યું.

પાત્રતા વિના વસ્તુ નથી પાત્રે પ્રભુતા પ્રગટે 'Will to power' ( વીલ ટુ પાવર ) તેને લાવો, માટે પવિત્રતા

નિર્દોષતા, તમે અને તમારા સામર્થ્યનો તો નિર્ણય કરો. દુનિયા કહે છે કે નિદ્રા નથી આવતી, તો ચિંતા થાય છે પણ જ્ઞાનિ કહે છે કે ચિંતા કોને થાય કે જેને શુદ્ધ વિચારોથી મનને આરામ આપતા આવડતું નથી. ગાથા—

धम्मारामे चरे भिक्खू, धिइमं धम्म सारही

શુદ્ધ વિચારોથી મનને આરામ આપતા આવડ્યું છે આવડે છે, તેને ચિંતા થાય જ નહિ. તમને નથી થતીને? સંસારના બાહ્ય સુખો એ દુઃખરૂપ ન લાગે ત્યાં સુધી ધર્મ પામવો મુશ્કેલ છે. દુઃખ તો બધાયને દુઃખરૂપ લાગે જ છે. પરંતુ જ્યાં સુધી સંસારના સુખો દુખરૂપ ન લાગે ત્યાંસુધી **ધર્મ સ્થાનોમાં એ આનંદ આપવો સંભવતો નથી.**

દ્રષ્ટાંત-જૈનોના સાધર્મિક વાત્સલ્યના અનેક વખતે ધર્મ ટાણું આવ્યા હોય તેને જોઇને જોનારને એમ થઇ જવું જોઇએ કે જમાડનારને લક્ષ્મીનીપુટી કોડીની કિંમત નથી અને જમનારને જોઇને એમ થવું જોઇએ કે આ લોકોને જમવામાં રસનાના રસ નથી, જુઓ શાસ્ત્રી સમજો તપ કર્યા, આયંબીલ, ઉપવાસ એકાસણાં, માસ-ખમણ, આદિ નાનાં મોટા તપ કર્યા બાદ પારણે ભોજન ઉપર એવોને એવો રસ રહે તો માનવું કે **તપનું ફળ હજુ આવ્યું નથી.** અણુસણ આદિ તપો આજે ક્ષુધાવંદનીના જોરથી નથી થતાં કે રસનાનો તીવ્ર રસ વધ્યો છે? તેથી નથી થતો? એ કોઇ દિવસ વિચારો છો? વિચારવાના ભાવમાં પણ છો? કર્યું તે કામ? ભાઇ, આ

વિચારજો ! લાલસાના જોરે તપ થતાં નથી અને પેટ ભરેલું હોવાથી ખાઇ શકનો નથી. આ સ્થિતિ ખુમજ દયનિય છે. દયા ખાવા જેવી છે.

કારણ કે શરીરનો પ્રેમ મોહ છુટ્યા વિના બાહ્ય તપ થઇ શકતો નથી. હવે ઈચ્છાનિરોધ વિના બાહ્ય તપ નકામો છે. એ વાકય સાંભળી કોઇએ બાહ્યતપ છોડી ન દેવો જોઈએ. પણ બાહ્યતપ દ્વારા ઇચ્છાનિરોધ તપ કરવાનો અભ્યાસ ચાલુ રાખવો. મોટાઇ નાશ પામે તો સાચી ગુરૂતા આવે. ( મોટા થઇને ગુરૂ થઇને બેસવું છે પાઇ પાઈથી થયેલા પાપના વ્યાજને પણ ચુકવવુ પડશે) અને સાચી ગુરૂતા આવે તેમ તેમ આત્મા કર્મથી લઘુ થાય, હળવો થાય. (મરી ગયો બાપ માનમાં મરી ગયો) આવી પાત્રતામાં આવેલાં સત્‌ના સગે एगे चरित्ते ને સમજે અને સમ્યક્‌જ્ઞાન દશાને પામે. આત્માનુભૂતિને અનુભવે અને ક્રમે ક્રમે સિધ્ધપદને પામે.

જૂઓ તો ખરા, સમજો તો ખરા, પોતાની હિંસા કોઇપણ કરે તે જેને ન ગમે તેને બીજાની કોઈપણ હિંસા ન થઇ જાય તેની સચોટ કાળજી રાખવીજ જોઇએ.

હવે વાંચવુ તેનુ નામ સ્વાધ્યાય નથી, પણ વાંચેલા સિધ્ધાંતોનુ પાન કરવું અને તેમાં કહેલી વાતો જ્ઞાનની દર્શનની ચારિત્રની મોક્ષની અને પાત્રતાની વાતો વાંચી પોતાના આત્મા સાથે વણી દેવાનું નિશ્ચિત કરવુ તે વ્યવહાર છે. તેનું નામ વ્યવહાર સ્વાધ્યાય છે અને ઉપયોગનું સ્વમાં

જાસી જવું તેનું નામ નિશ્ચય સ્વાધ્યાય છે આમ નિશ્ચયના લક્ષે વ્યવહાર સ્વાધ્યાય કરવાની હોય છે અને જીવનમાં થઈ ગયેલા પાપોને બાળકની જેમ સદ્‌ગુરૂ પાસે સરળભાવે કહી દેવા તે આત્મજાગૃતિ છે. અને ગુણસંપન્ન આત્માને દેખીને દેહ નસી જાય તે વિનય છે. આવો વિનય વ્યવહાર છે. પ્રથમ યોગ્યતાવાળી ભૂમિકામાં તો આ કહેવાતો વ્યવહાર તેમજ વ્યવહાર સ્વાધ્યાય હોય છે. અને જો હશે તોજ આગળ વધી શકાશે, સમજાય છે ? લાવો, લાવો, પાત્રતાને લાવો, એ ન ભૂલવું અને એક બીજી વાત કરૂં છું. તેને સાક્ષાત હૃદયમાં ઉતારી દેજો કે ધર્મ કરવા માટે આજે સારી સામગ્રી નથી કે ધર્મ કરવા જેવું હૈયું નથી ?

બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ **માનવનો મળ્યો**
તોયે અરે ભવચક્રનો આંટો અહિ એકે ટળ્યો !

પોતાના કલ્યાણને માટે જન્મ મરણના ફેરાને ટાળવા પડશે, આત્માને આટલુ તો પુછી જુઓ કે હૈયું નથી કે સામગ્રી નથી ? એમ આત્માને પૂછો ને ત્યારપછી પ્રગટ રૂપે દેખાતું આપણું સારામાં સારૂં કાર્ય-જ્ઞાન, દર્શન, ચારિત્ર, વિનય, પાત્રતા, નિર્દોષતા રૂપ થાય છે. કોઇ આપણને આપણા દોષો યાદ કરાવે તો કહેવું કે ભાઇ, સારૂં કર્યું કારણ કે મારામાં ખોટા કામ તમારાથી અજાણ્યા ઘણાં છે, આવું તમારામાં છે? હંટર લઇને ફરી વળીએ છીએ પણ વાગતુંજ નથી. આવી પાત્રતામાં તો આવો. જે તમે તો જાણતાજ નથી. હું ખોટા કામથી ભરેલો છું. આ તો હજી વ્યવહારની વાત

છે. આવી રીતે રાખવું તે તો હજી નિરાભિમાનપણું છે. **સાચો ત્યાગ અને વૈરાગ્ય એ જૈન કુળની મિલ્કત** છે. આમ પાત્રતાવાળો માને છે. હવે તેને પામીને હું સ્વરૂપ સમજીને ઠરીશ, ત્યારેજ મારો મોક્ષ થશે. આ સિવાય ત્રણ કાળ ત્રણલોકમાં નહિ થાય. નિર્દોષતા, નિર્મળતા પવિત્રતા અને પાત્રતામાં આવીને પછી **एगे चरित्ते एगे नाणे एगे दंसणे एगे आये** તેને સમજીને જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરશે તે જીવ જરૂર શાશ્વત સુખને પામશે. શાસ્ત્રકાર કહે છે.

જીન ભગવાન દ્વારા ઉપદિષ્ટ આ ધર્મજ નિત્ય, ધ્રુવ, શાશ્વત છે. આને પામેલા સાધુ સાધ્વીજી શું કરે ? તેવા ધીર પુરૂષો રાગદ્વેષનો અંત કરે એવી સમ્યક્‌ક્રિયાનેજ સેવે છે. રાગદ્વેષનો સર્વથા નાશ થાય તેવી ક્રિયા કરે છે. એટલા માટે અહીં અતકરા એટલે ચર્મશરીરી કહેવાય છે. એવો સાધુ સર્વદા રાગદ્વેષનો નાશ કરીને તેજ ભવે મોક્ષે જાય છે.

આપણે હવે અહીં મનુષ્યપણામાં આવીને નિર્દોષતા, નિર્મળતા, પવિત્રતા અને પાત્રતામાં આવીને પણ **एगे चरित्ते** એવું આત્માનું સ્વરૂપ સમજશે તે મોક્ષે જશે. આપણને પણ અંતકરા એ શબ્દ લાગુ પડે છે. જેને આત્માનું સાચું સુખ જોઇએ છે તેના શું લક્ષણો તે સમજો, તે અહીં સ્પષ્ટપણે કહે છે. પ્રથમ ભૂમિકાની પાત્રતા વિના આત્માર્થનો નિવાસ થાયજ નહિ માટે કહે છે કે જેને સંસારભાવ

એટલે બંધભાવની લેશ પણ અભિલાષા નથી તેને પૂર્ણ પવિત્ર મોક્ષદશાની પ્રાપ્તિ થશે.

હવે મોક્ષભાવ અને બધભાવ બંને સાથે ન હોઇ શકે. જેને માત્ર શુદ્ધ આત્માજ જોઇએ છે તેને હવે ભવ નથી જોઇતો. ઘણાએ કહે છે કે અમને માત્ર મોક્ષનીજ ઇચ્છા છે, પણ ભવના અભાવરૂપ ભાવ નથી, ભવનો ભય નથી, તેને અબંધ તત્ત્વ કયા કાળજે બેસશે? એમને અબંધ તત્ત્વ કેમ બેસે? વળી ઘણા કહે છે કે પુણ્યની સગવડતાવાળા દેવના ભવ મળે તો શું વાધો? અને ત્યાંથી મરીને મનુષ્ય ભવમા સારા સાધનો પામીને પછી મોક્ષ માટે ઉપાય કરીશું તેની વાત સાવ જુઠી છે, માત્ર ભ્રાંતિ છે. ઘણાએ ધર્મના બહાના હેઠે બીજાના કાનમાં એવુ વિષ રેડે છે કે અત્યારે મોક્ષમાં જવાય તેમ નથી. તો આપણે પુણ્ય કરીએ છીએ તો પુણ્ય બંધાશેને? એકભવ દેવનો કરી પછી મનુષ્ય થઇને મોક્ષે જશું. આવો ભાવ જ્યાં ઉભો છે, ત્યાં ભવનાજ ભાવ ઉભા છે. તેને સાચું ભાન નથી. એમ માનનારા બંનેની વાત જુઠી છે. માત્ર ભ્રાંતિ છે. જીવ ગમે તેટલા પુણ્ય કરે છતાં પણ, માત્ર બે હજાર સાગરોપમ કાળજ ત્રસપર્યાયમાં રહી શકે છે. પછી ચોક્કસ તે જીવને એકેન્દ્રિય અને નિગોદમાં ઉત્કૃષ્ટ અનંતકાળ રહેવું પડે છે.

અહીં એમ કહેવું છે કે જેને ભવ કરવો નથી એને કોઈ પ્રાણીને દુઃખ થાય એવો ભાવ ન હોય, તેનામા આત્માર્થનો નિવાસ છે. પણ આના તો કયાય ઠેકાણું નથી.

હવે આપણે પુણ્યથી સારા ભવ કરવા એમ કોઇ માનેતો ત્યાં તેને ભવનો ભાવ તો છે. અત્યારે પુણ્ય કરો, પુણ્ય કરો, પછી મોક્ષ જશું, આમ માને અને મનાવેને અંદરમાં શરીરની શાતાને પોષે છે ત્યારે તેનો ભવકટ્ટીનો ભાવજ નથી. એમ સમજવું, એમ સર્વજ્ઞ ભગવાને કહ્યું છે કે આત્મા અનાદિ અનંતશાશ્વત અનંતકાળની સ્થિતિવાળો નિરૂપાધિક एगे चरि-ते એવું એક તત્વ છે. તેને ઝીલીને જો સ્વરૂપમાં ઠરી જાય, ઢળી જાય તો સમ્યક્દૃષ્ટિ થઇને કેવળ પામીને મોક્ષમાં ચાલ્યો જાય.

આત્માને પણ જો શરીરની શાતાના રાગને કારણે ભૂલી જાય અને જો ભવ કરવાનો ભાવ રાખે તો વધુમાં વધુ બે હજાર સાગરોપમ ત્રસ પર્યાયમા રહી શકે. (ત્રસ પર્યાયની શરૂઆત બે ઇંદ્રિયથી માંડી પચેન્દ્રિય, દેવભવ, મનુષ્ય ભવ, તિર્યંચ ભવ. નારકીનો ભવ આદિ બધાનો સમાવેશ થાય છે) ત્યાંથી છુટીને જરૂર એકેંદ્રિય આદિ નિગોદમાં અનંતકાળ રહેવું પડે છે. આ શાસ્ત્રની વાત છે. ત્રસની સમય સ્થિતિની એ પ્રમાણેનીજ મર્યાદા છે. કેવળ જ્ઞાનિઓએ કેવળ જ્ઞાનમાં જોયેલું છે એમજ છે.

હવે આત્મા બેહદ અમર્યાદિત સ્વકાળવાળો નિત્ય છે. એક સ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, દર્શન સ્વરૂપ એક ચારિત્રમય છે. છતા ભવ કરવાનો ભાવ છે તો તે ક્ષણિક દેહમા રખડતો રખડતો એવા સ્થાનમાં જઇ પડશે કે જેને સુક્ષ્મ નિગોદના થાળા કહેવાય છે. અને તેમાં એક બળવાન પુરૂષના શ્વાસોશ્વાસ લે એટલા સમયમાં લગભગ સાડા સત્તરથી અઢાર ભવ થાય છે, એમ અનંતકાળ સુધી દેહ બદલાયા જ કરે છે.

અને એમાંને એમાંજ ઉત્પન્ન થાય છે ત્યારે આત્મા તો રાગદ્વેષ રહીત નિર્વિકલ્પ નિરપેક્ષ તત્વ છે એને ભૂલીને આત્માને રાગદ્વેષવાળો પરના નિમિત્તવાળો ઉપાધીવાળો માન્યો. કોઈને માન મોટાઈનો તો કોઇને શરીરની શાતાનો રાગ, તો કોઇને રાગદ્વેષવાળો આમ અનેક પ્રકારની લયવાળો માનવો છે. ત્યાં પોતાના આત્માની બેહદ સ્થિતિને ભૂલીને તેને હદવાળો માન્યો એટલે જેમ સુર્ય આથમી જશે અને અંધકાર થશે તેમ આત્માને મૂઢપણું આવવાનુંજ. માટે તે મૂઢપણું ન આવવા દેવા માટે જે જીવ નિર્દોષતા, પાત્રતા, પવિત્રતાની યોગ્યતામાં આવીને સાપેક્ષક સ્વરૂપ સમજીને, નિરપેક્ષનું પણ સ્વરૂપ સમજીને, નિરપેક્ષના લક્ષે જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરશે તે જીવ જરૂર એક અવતાર કરીને મોક્ષે જશે.

## વ્યાખ્યાન ૨૫ મું

### સં. ૨૦૧૫ ના પોસસુદી ૬ બુધવાર તા. ૧૪-૧-૫૯

સિધ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્વ તેનુ નામ સિધ્ધાત. ઠાણાંગ સિધ્ધાંત તેનું ૧ લું ઠાણું **एगे चरित्ते** આત્મા એક, તેનુ જ્ઞાન એક, દર્શન એક, ચારિત્ર પણ એક, એવા અખંડ અભેદ આત્માનું સ્વરૂપ જેમ છે તેમ જાણીને સ્વ તરફ ઢળશે તે સ્થિરતાને પામશે. જ્ઞાન એજ આત્મા, દર્શન તેજ આત્મા, ચારિત્ર તેજ આત્મા, આમ સમજીને જે જીવ સ્વરૂપમા ઢળશે તે જીવ સમ્યક્ત્વ પામશે. જ્ઞાન દર્શન, ચારિત્રમયજ આત્મા છે.

પર્યાયમાં જે ચારિત્ર પ્રગટે છે તે એક આત્માને ઓળખે પછી સ્વરૂપમાં સ્થિર થઇને જ્ઞાન દર્શન, ચારિત્રને આરાધે છે. પ્રથમ નિર્દોષ પવિત્રપણું જોઇએ. એ જો પ્રગટે તો પાત્રતા આવે, ને તેમાં સત્‌પુરૂષનો યોગ મળે તો સ્વરૂપ તરફ ઢળીને સમ્યક્‌દર્શનને પામે.

જીવ યથાપ્રવૃત્તિકરણ સુધી આવીને પાછો વળી જાય છે. યથાપ્રવૃત્તિકરણથી પાછો વળે, અપૂર્વકરણ સુધી આવે પણ પોતે પુરૂષાર્થ કરીને અનિવૃતિકરણમાં આવે તો ગ્રંથિભેદ કરી જરૂર સમ્યક્‌દર્શનને પામે. નિર્દોષતા, પવિત્રતા, અને પાત્રતામાં આવ્યા વિના છુટકોજ નથી. ને ત્યાં આવ્યા પછી એક દ્રવ્યાનુયોગની મહત્તાને વિચારે, અનંતજ્ઞાનિઓએ આજ ક્રમ બતાવ્યો છે. દ્રવ્ય ગુણ અને પર્યાયના મૂળ બે ભેદ છે. વિચારો ખુબજ વિચારો, વિચારવા જેવી વાત છે. એક વ્યંજન પર્યાય અને એક અર્થ પર્યાય છે, પર્યાય સદા પદાર્થ સાથે અનુગત રહે છે, ત્રણલોકમાં રહે છે, તે પદાર્થ વ્યંજન પર્યાય કહેવાય છે. ખુબ સમજો, આ સમજ્યા વગર છુટકો નથી તે સમજ્યા સિવાય સમ્યક્‌દર્શન આવે નહિ. જેમ ઘટ દ્રવ્યનો માટી પર્યાય થાય છે એટલે તે વ્યંજન પર્યાય છે. હવે તે પર્યાય પદાર્થમાં વર્તમાન કાળ પુરતો ક્ષણમાત્ર રહે છે તે અર્થ પર્યાય છે. સાંભળો ! એક ચિત્તે સાંભળો ! કોઈ કોઇની સાથે વાત ન કરો. જેમ ઘટ પદાર્થમાં ક્ષણે ક્ષણે જે પરિવર્તનો થાય છે તે તેના ક્ષણ પુરતાં અર્થ પર્યાય છે.

આ બંને પર્યાયના બે ભેદ છે. પહેલો દ્રવ્ય વ્યંજન પર્યાય અને બીજો ભેદ ગુણ વ્યંજન પર્યાય, આમ પર્યાયના ચાર ભેદ થયા. હવે ચારના પણ બબે ભેદ છે. એમ પર્યાયના કુલ આઠ ભેદ છે. એમ એક શુદ્ધ અને બીજો અશુધ્ધ એટલે સર્વ મળી આઠ ભેદ થાય છે.

આનું ખૂબ નિરિક્ષણ કરી લેવું જોઇએ. પહેલો ભેદ શુધ્ધ વ્યંજન પર્યાય, બીજો ભેદ અશુદ્ધ દ્રવ્ય વ્યંજન પર્યાય. ઓલો ! ઓલો ! નિશાળ માંડી છે, ત્રીજો ભેદ શુધ્ધ દ્રવ્ય અર્થ પર્યાય, ચોથો ભેદ અશુધ્ધ દ્રવ્ય અર્થ પર્યાય, પાંચમો ભેદ શુધ્ધ ગુણ વ્યંજન પર્યાય, છઠ્ઠો ભેદ અશુદ્ધ ગુણ વ્યંજન પર્યાય અને સાતમો ભેદ શુધ્ધ ગુણ અર્થ પર્યાય, આઠમો ભેદ અશુધ્ધ ગુણ અર્થ પર્યાય. હવે ધર્માસ્તિકાય વિગેરે દ્રવ્યમાં સ્વાભાવિક લાંબા કાળ સુધી જે પર્યાયો રહે છે તે શુધ્ધ દ્રવ્ય વ્યંજન પર્યાય કહેવાય છે. પર્યાયો એટલે અવસ્થા. હવે આત્મદ્રવ્યમાં જે સિધ્ધ પર્યાય તે આઠ પ્રકારમાં આવે છે. સિધ્ધ થવું છે ને ? આ તેનીજ વાત માંડી છે. આત્મા એક દ્રવ્ય છે તેમાં સિધ્ધ પર્યાય રહે છે. તે અંદરમાં શકિતરૂપે છે તો આવે છે. અને તે કોઈ અન્ય દ્રવ્યના સબંધથી નથી પણ સ્વાભાવિક છે અને પર્યાય ચેતનદ્રવ્યમાં લાંબા કાળ સુધી રહે છે. આ પ્રમાણે અધર્માસ્તિકાય દરેક દ્રવ્યોમાં પણ ખૂબજ વિચારવું. અવિચારે ભૂલ્યો છે તે વિચારે ઠેકાણે આવશે.

હવે ચેતનમાં જે મનુષ્ય પર્યાય, દેવ પર્યાય, નારકી

પર્યાય, તિર્યંચ પર્યાયો આદિ રહે છે. તે લાંબા કાળ સુધી દ્રવ્યગત છે. તે બરાબર છે. પણ તે સ્વાભાવિક નથી ત્યારે છે શું ? એટલે એ પર્યાયો અશુધ્ધ દ્રવ્ય વ્યંજન પર્યાય છે. આત્મા આદિ દ્રવ્યોમાં જે પર્યાયો સ્વાભાવિક રહે છે ને ક્ષણમાત્ર સ્થાયી હોય છે, તે શુદ્ધ દ્રવ્ય અર્થ પર્યાય છે. અને એજ પ્રમાણે કોઈ અન્ય દ્રવ્યના સબંધથી ચેતનાદિ દ્રવ્યોમાં ક્ષણસ્થાયી પર્યાયો રહે છે તે અશુધ્ધ દ્રવ્ય પર્યાય છે. તે જૂઓ, ભાઇ, ચેતનાદિ દ્રવ્યોમાં જ્ઞાનાદિ ગુણો છે. તે ગુણમાં કેવળજ્ઞાન તે જ્ઞાન ગુણનો સ્વાભાવિક ચિરસ્થાયી પર્યાય છે. અને મતિજ્ઞાનાદિએ ક્ષયોપસમ ભાવે થવાથી કર્મ સાપેક્ષ હોવાથી તે અશુધ્ધ છે. મતિજ્ઞાન, શ્રૂતજ્ઞાન, અવધિજ્ઞાન આદિ ભાવો ક્ષયોપશમ ભાવે છે અને તે અશુધ્ધ છે. કર્મની અપેક્ષાવાળાં છે. તે કેવળજ્ઞાન આવશે એટલે જતાં રહેવાનાં છે માટે કેવળજ્ઞાન શુધ્ધ વ્યંજન પર્યાય છે અને મતિજ્ઞાનાદિ અશુધ્ધ વ્યંજન પર્યાય છે. આ પ્રમાણે ક્ષણસ્થાયી જે શુદ્ધ અને અશુદ્ધ પર્યાયો છે તે શુધ્ધ ગુણ અર્થપર્યાય અને અશુદ્ધ ગુણ અર્થપર્યાય છે. ભલે ! તમે આને પકડી ન શકો, હરકત નહિ, પણ આની રૂચી જરૂર લાવજો. અને જરૂર આને સમજજો. અભ્યાસથી સમજાશે, પણ આનો નકાર તો નજ લાવશો. ઝીણું છે પણ આ સમજેજ છુટકો છે.

ઋજુસુત્ર નયના મતે ક્ષણમાત્ર સ્થાયી જે અભ્યંતર પર્યાયો છે તે શુદ્ધ અર્થ પર્યાય છે. હવે એક પર્યાય લાંબા કાળ સુધી રહેતી હોય પણ તે જો અન્ય પર્યાય કે

જે વધુ લાંબા કાળ સુધીની હોય તેનો વ્યાપ્ય હોય તો તેની અપેક્ષાએ અલ્પકાળ એ સ્થાયી બને. બીજાને એ પર્યાય સાપેક્ષ રહેતી હોવાથી અશુધ્ધ અર્થ પર્યાય કહેવાય છે. જે પ્રમાણે જીવ મનુષ્યાદિ ગતિમા પુરૂષરૂપે જનમ્યો છે તે જન્મથી આરંભીને મરણ પર્યંત પુરૂષ કહેવાય છે. તે અશુધ્ધ અર્થે પર્યાયો છે. આમ જેમ છે તેમ ગુરૂના સમાગમે જરૂર સમજજો. વિચાર્યું હશે તો સમજાશે. કોઇ આની મશ્કરી કરે, ઠઠ્ઠા કરે તો એમ કરનાર પોતાના આત્માના દુશ્મનો છે. તેમની પાસેથી તમને શું મળવાનું છે? એનાથી તમે આઘા રહેજો. હકાર કરતાં હોય તેના સમાગમે રહેજો પછી પર્યાય ઉપરથી દ્રષ્ટિ ઉઠાવીને તે જીવ નિરપેક્ષ તત્વને સમજશે.

જ્યાં પર્યાય દ્રષ્ટિને ઉઠાવવાની વાત કરે છે તે સંસારમાં રહેવાનુ કહેતા હશે? જ્યાં પુણ્યને હેય મનાવે તે આને ન પકડે આમ પર્યાયનુ સ્વરૂપ જેમ છે તેમ સમજીને જે જીવ પર્યાય પરથી દ્રષ્ટિને ઉઠાવી લઇને નિરપેક્ષ તત્વ **एगे आया एगे नाणे एगे चरित्ते** એવા આત્માના તત્વને સમજીને સ્વરૂપમાં ઠરશે તેનો મોક્ષ જરૂર થશે.

આમ બાહ્યના વાતાવરણમાં જરાંયે લાભ થવાનો નથી. બહાર લાખો રૂપિયા ખર્ચીને ગમે તેટલી વાહ! વાહ! કહેવરાવો પણ તેમાં આત્માનુ કલ્યાણ નથી. ભગવાન મહાવીરદેવ કહે છે કે દરેક વ્યક્તિએ પોતપોતાના આત્માને સમજાવવો જોઇએ કે, હે જીવ! જીવનની એક ક્ષણ

પણ કરોડો રૂપીયાથી કરોડો સોનામહોરોથી પણ ખરીદી શકાતી નથી, માટે એક ક્ષણ પણ પ્રમાદ ન કરવો. આજની કિંમત આવતીકાલથી ડબલ છે. આજે કરવાનું જ્ઞાન, દર્શન, ચારિત્રમય સત્કાર્ય કાલ ઉપર રાખશો નહિ. સાચુ કહું છું. અને સાચા કાર્ય માટે યોગ્યતા પામતા પવિત્રતા નિર્દોષતા જરૂર લાવજો.

વખત કુદરતનો ખજાનો છે. ઘડી અને કલાકો તે તેની તીજોરી છે પળો ને ક્ષણો તે તેના કિંમતી હીરા છે. જ્ઞાન અને વિવેક તેજ ખરી આંખો છે. એના વિના માણસ છતી આંખોએ આંધળો છે. જ્યા જ્ઞાન અને વિવેક નથી ત્યાં અંધળા છે. માટે એડવોકેટ, ડોકટર કે પ્રોફેસરની બેરીસ્ટરની ગમે તેટલી ડીગ્રી મેળવવામાં કેળવણીનો હેતુ પુરો થતો નથી પણ કેળવણીનો હેતુ કયારે પુરો થાય? આધ્યાત્મિક પ્રગતિથી દ્રવ્ય, ગુણ પર્યાયોના ભેદાનભેદને જાણીને જો કે દ્રવ્ય અને ગુણ તો શુંધ્ધજ છે) વર્તમાન વર્તતી પર્યાયજ અશુધ્ધ છે) તે બધાયને બરાબર સમજીને આધ્યાત્મિક પ્રગતિ જે જ્ઞાનથી થાય તેજ સાચી કેળવણી છે.

ઇચ્છાઓને જે કબુમા રાખી શકતો નથી તે આત્મા પ્રગતિને સાધી શકતો નથી. જરા ઇચ્છા આવે એટલે પૂર્વના પુણ્યે મળેલા નિમિત્તમાં જોડાઈ જાય છે અનંતકાળ આમજ વ્યતિત કર્યા છે. તિર્થંકરની પ્રખદામા જઇ આવ્યો પણ પોતાની ઇચ્છાઓને તેવીને તેવીજ ઉભી રાખી છે. ને પછી કહે છે કે દ્રવ્ય ગુણ પર્યાયનું સ્વરૂપ સમજાતું નથી. પણ

ભાઇ ! ઇચ્છાએને કાબુમાં રાખવી પડશે. તોજ પ્રગતિને સાધી શકશે. પ્રશંસાની ઇચ્છા રાખશો નહિ. અજન્મા થવા માટે મરણ અટકાવો, માનની મોટાઇની ઇચ્છા રાખશો નહિ.

પણ બીજા પ્રસંસા કરે એવી જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના સમ્યક્દર્શનપૂર્વક યમ, નિયમ, તપ, જપ, દશવિધિ ધર્મ જેવા કાર્યો કરવાની ઇચ્છા રાખો. સમજણ પૂર્વક દેશસેવા, સમાજસેવા, તે કનિષ્ટ નથી પણ જ્ઞાન દર્શન ચારિત્રરૂપ આત્મસેવા સર્વ ઉત્કૃષ્ટ છે. તમારે મોટા થવું હોય તો પ્રથમ નાના બનો કોઇ નાનો આવીને વાત કરે અને તે સાચી હોય તો તકેદ પ્રમાણ કરો. નાના પાસેથી પણ ચતુરાઇની વાત મળતી હોય તો સાંભળી લેવી. મોટાઇનું માપ ઉંમરથી કે શ્રીમંતાઇથી નહિ. અત્યારે તો પૈસાવાળાજ મોટા બની રહ્યા છે. પણ તેમ નથી. પણ વિદ્વતાથી સદાચારથી મોટાઈ હોય છે. માટે પ્રથમ ભૂમિકામાં વિદ્વાન અને સદાચારી બનીને સ્વરૂપલક્ષે જ્ઞાન, દર્શન ચારિત્રની આરાધના કરી આત્માના ધર્મને જરૂર પામો, પામો ને પામો.

માનવ જીવનની સાર્થકતા મત્ર પુષ્પોની સુગંધ માણવામાં નહિ પણ કંટકિત જીવનપથના ડખ એટલે જીવન પંથના કાંટાના ડંખ (પૂર્વના પુણ્ય હશે તો લાખો અને કરોડો રૂપિયા મળશે) અરે ! સહેવામા ખમવામાં છે. પણ જે સાથે રહે તે સાચો મિત્ર. તમારા સંસારમાંથી એક તો

સાચો મિત્ર મને બતાવો. સવળો પડેલો આત્મા પોતેજ પોતાનો મિત્ર છે. અને અવળો પડેલો આત્મા પોતેજ પોતાનો દુશ્મન છે. હવે આને મૂકીને જાઉં કયાં ? બસ આમાંજ રહેવું ? બોલમા ! બોલમા ! બોલમા ! રે આત્મા સિવાય બીજુ બોલમા ! આજે માનવી વિજ્ઞાનદ્વારા કુદરત ઉપર કાબુ મેળવવાનુ ગુમાન ભલે કરે પણ કરૂણતા તો એ છે કે એમ કરવા જતાં એ પોતાની જાત ઉપરનો કાબુ ગુમાવતો જાય છે. જ્ઞાનિનું લોભી મન તળિયા વિનાના ખંડિત પાત્ર સમાન છે. એ કદીયે કેમે ભરાય ?

અનંતો પુરૂષાર્થ કરો તોયે તે ભરાય નહિ. વિચારજો કલમનું સાચુ કાર્ય કમળ ઉઘાડવાનું હોવુ જોઇએ. કાદવ ઉડાઢવાનું નહિ. અનંતકાળથી કાદવજ ઉડાડ્યો છે. કલમ વડે જ્ઞાન દર્શન ચારિત્રના કમળ ઉઘાડ્યાં નથી. કલમનું સત્ કાર્ય કમળ ઉઘાડવાનું હોવું જોઇએ. પણ કાદવ ઉડાઢવા માટે નહિ, કલમ તો બહુ મળી છે પણ કાદવજ ઉડાડ્યા છે.

ભાઈ અંતરે છાપેલા મોહ માયાના પડળના બંધથી અંધ બનીને માનવો ભૌતિક ભોગ વિલાસના સુખ, વિલાસ શખલાને છીપલાં પાછળ વ્યર્થ ફાફાં મારે છે અને પાછા રત્નચિંતામણી સમાન માનવદેહને વેડફી નાંખે છે અને સુખ લેવા ઈચ્છે છે. 'સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેસ એ લક્ષે લહો, ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો !'

આ વાતને લક્ષગત કરીને સત્ સમાગમે જે જીવ **एगे चरित्ते** ને સમજશે તે જરૂર મોક્ષના સુખને પામશે.

જેમ એક તલવાર ચાંદીના મ્યાનમાં છે અને બીજી સોનાના મ્યાનમાં છે એમ બે તલવાર રાખી હોય તેમાં કોઇને એકની જરૂર હોય તો તે લાંબુ વાકય સોનાના મ્યાનમા રાખેલી તલવાર લાવો તેમ નહિ કહે પણ ટુંકું વાકય સોનાની તલવાર લાવો તેમ કહેશે, આ વાકય વ્યવહારથી સાચું છે પણ નિશ્ચયથી સાચુ નથી. કોઈ પૂછે કેમ સાચું નથી? કારણ તલવાર લોઢાની છે સોનાની નથી. તે ભ્રમ પેદા કરી શકે છે. એવી રીતે આપણો આત્મા મનુષ્ય આયુ અને ગતિના ઉદયથી અહી મનુષ્ય શરીરમાં છે છતાં આત્મા ભિન્ન છે, નિશ્ચય નયથી આત્માને આત્માજ કહેવાય. વ્યવહાર નયથી આત્માને મનુષ્ય કહેવાનો લોક વ્યવહાર છે. કારણ કે તે મનુષ્ય શરીરમાં વિદ્યમાન છે. હવે આત્મા ન કહે અને મનુષ્ય કહે તે વ્યવહારથી સત્ય છે. અને નિશ્ચયથી અસત્ય છે. તેના કર્મ દેહ મનુષ્ય છે. નિશ્ચય નય અસલ મૂળ ભુતાર્થ સત્યાર્થ વાસ્તવિક કહેવાય છે.

વ્યવહાર નય તેનાથી પ્રતિપક્ષી કહેવાય છે. સંસારી આત્માને સમજવા માટે પરના સયોગ રહિત કોઇને ઓળખવા માટે બને નયની જરૂર છે. સંસારી અને સિધ્ધ બનેને ઓળખવા માટે બને નયની જરૂર પડે છે. એકને ઉડાડવાની જરૂર નથી. ઉડાડે તો નયાભાસ કહેવાય માટે તેની સાચી સમજણ કરશે અને આરાધના કરશે તે જીવ અલ્પકાળમાં મોક્ષના અનંત સુખને પામશે?

હવે આત્માને મનુષ્ય કહેવો તે વ્યવહારથી સત્ય છે પણ નિશ્ચયથી અસત્ય છે. કરણ આત્મા મનુષ્ય નથી પણ તેનાં કર્મ મનુષ્ય છે, તેનો દેહ મનુષ્ય છે. નિશ્ચયનયે ભૂતાર્થ, સત્યાર્થ, યથાર્થ, વાસ્તવિક અસલ મુળ કહેવાય છે અને વ્યવહાર નયે અસત્યાર્થ અભૂતાર્થ કહેવાય છે. હવે સંસારી આત્માને ઓળખવા માટે તેમજ પરના સયોગ રહિત કોઇપણ વસ્તુને ઓળખવા માટે બંને નયોની જરૂર પડે છે. હવે આપણે એક સસારી અને સિધ્ધના આત્માને લઇએ તો તેને ઓળખવા માટે બંને નયોની જરૂર છે તે કેવીરીતે જરૂર છે અને તે બંને નયે દ્વારા કેવી રીતે ઓળખી શકાય છે. તેના ભાવભેદ અવસરે.

---

## વ્યાખ્યાન ૨૬ મું

**સંવત ૨૦૧૫ પોષ સુદ ૭ ગુરૂવાર તા. ૧૫-૧-૫૯**

સિધ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ સિધ્ધાંત. અહીં ઠાણુંાંગ સિધ્ધાંત પહેલું ઠાણું एगे चरित्ते આત્મા એક, તેનું જ્ઞાન એક, તેનું ચારિત્રપણ એક, એકમય આત્મા પોતેજ નિરપેક્ષ જીવ છે. તેને સમજીને જે જીવ જ્ઞાન દર્શન ચારિત્ર રૂપ સાપેક્ષ તત્ત્વની આરાધના કરશે તે જરૂર મોક્ષને પામશે.. આત્મા એક નિરપેક્ષ તત્ત્વ છે. તેના જ્ઞાન દર્શન ચારિત્ર પણ નિરપેક્ષ છે તે નિરપેક્ષને સમજીને સ્વરૂપ તરફ વળશે તે જીવ સમ્યકત્વને પામશે.

હવે તે નિરપેક્ષને ઓળખવા માટે નિર્દોષના અને પાત્રતામાં આવીને સતના સમાગમે પ્રયત્ન કરે તો જરૂર સ્વરૂપને અને સ્વરૂપના જોરે નિશ્ચય જ્ઞાન દર્શન ચારિત્રને આરાધી મોક્ષમા જાય. સંસારી સંસારી આત્માને ઓળખવા–સમજવા મળે તેમાં પરના સયોગ રહિત કોઇપણ વસ્તુને સમજવા– ઓળખવા માટે બને નયોની જરૂર છે. આ પહેલા નક્કી થઈ જવું જોઇએ. હવે કેવીરીતે તે દ્રષ્ટાંતથી સમજાવે છે. આ વાતને જીવ સમજતો નથી, પકડતો નથી કદાચ સમજતો હશે તો પકડતો નથી ઉંધી મન્યતામાં જાય છે. તણાતોજ જાય છે કયાં જઇને ઉભો રહેશે તે સમજાતુજ નથી. તેની ખબર પડતી નથી. મોહમાયામાં તણુઈ જાય છે.

હવે દ્રષ્ટાંતથી સમજાવે છે સમજો, આ સમજવાથી મહાન લાભ છે. જરૂર સમજો, સમજો, કપડું મલીન છે તેને શુધ્ધ કરવું છે. તો તે શુધ્ધ કરવા માટે તે બંને નયની જરૂર છે. આત્મા જ્ઞાન કરે છે કપડું મેલુ છે તેનું જ્ઞાન આત્મા કરે છે. બરાબર હવે નિશ્ચય નયથી કપડું ઉજ્જવળ છે રૂનું બનેલું છે હવે વ્યવહાર નયથી કપડું મેલું કહેવાય છે કારણ કે મેલનો સયોગ છે હવે જો એકજ નયે એકજ અપેક્ષાએ સમજો તો કપડું કદી પણ સ્વચ્છ થઇ શકેજ નહિ. જો એમ માની લે કે કપડું સર્વથા શુધ્ધજ છે, ઉજ્જવળ છે તો પછી તેને શુધ્ધ કરાયજ નહિ. જો એમ માનવામા આવે કે મુળમાં તો તે કપડું શુધ્ધજ છે. પરંતુ મેલના સંયોગથી વર્તમાનમાં (આ જેમ છે તેમ બરાબર

સમજો એક પણ અક્ષર આઘો પાછો ન લેતા) તેનું સ્વરૂપ મેલું થઇ રહ્યું છે તોજ શુધ્ધ કરી શકાય છે કારણ કે મેલ પર છે, તો પરને જરૂર દૂર કરી શકાય છે. એવો નિશ્ચય થઇ ગયા પછી કપડું સ્વચ્છ કરી શકાય છે. પણ આવો નિશ્ચય ન હોય તો કપડું સારૂં થાય નહિ. અને સારૂં કરતાં કપડું સ્વચ્છ થાય છે એવી રીતે નિશ્ચય નય પડકાર કરીને કહે છે કે અહો ! ભવ્ય જીવો, તમારો આત્મા શુધ્ધજ છે. ત્યાં વ્યવહાર નય કહે છે કે આત્મા અશુદ્ધ છે. કર્મથી બંધાયેલો છે એ બને વાતો બરાબર જાણ્યા પછી એ કર્મને કાપવાનો પુરૂપાર્થ કરી શકાય છે. પણ બંનેમાથી એકને જાણે તો કર્મને કાઢવાનો પુરૂષાર્થ ન થઇ શકે ? જો તો ખરો અનંત જ્ઞાનિઓ શું કહે છે ?

દુનિયા કહે છે કે અમે પુરૂષાર્થ કરીએ છીએ પણ બને વાતો જાણ્યા પછીજ કર્મને કાઢવાનો પુરૂષાર્થ કરી શકાય છે. હવે નિશ્ચય નયથી અથવા નિશ્ચય નયમાં પણ આધ્યાત્મશાસ્ત્રમાં બે ભેદ કહ્યા છે. એક શુધ્ધ નિશ્ચય નય અને બીજો અશુધ્ધ નિશ્ચય નય. જુઓ (આ નિશાળ માંડી છે જેમ માસ્તર ડીકટેશન લખાવે છે પરંતુ લખવું તે કામ કોનું ?) હવે શુધ્ધ નિશ્ચય નયનો વિષય શું અને અશુધ્ધ નિશ્ચય નયનો વિષય શું ? સમજો, શુધ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ઉપર લક્ષ્ય છે તે શુધ્ધ નિશ્ચય નય છે. અને જેનુ લક્ષ્ય તે એક દ્રવ્યના અશુધ્ધ દ્રવ્યગુણ પર્યાય ઉપર હોય તે અશુધ્ધ નિશ્ચય નય છે. સમજો ધ્યાન રાખજો બંનેનું લક્ષ્ય એક દ્રવ્ય ઉપર છે. જેમ જીવ સિધ્ધ સમ

શુદ્ધ છે તે વાક્ય શુધ્ધ નિશ્ચય નયનું કહેવાય છે. કે જ્યાં જીવ ગુણને પર્યાયો પણ શુધ્ધજ છે અને આ જીવ રાગી છે, દ્વેષી છે એ વાક્ય અશુધ્ધ નિશ્ચય નયનુ કહેવાય છે. કારણુ રાગદ્વેષ તે જીવના નૈમિત્તિક કે ઉપાધિક ભાવ છે. કારણુ રાગદ્વેષ તે જીવન નૈમિત્તક કે ઉપાધિક ભાવ છે. હવે રાગદ્વેષ તે જીવનાજ છે એકલા આત્માના માને તેને હજી આત્માનીજ ખબર નથી. રાગદ્વેષના ભાવોમાં મોહનીય કર્મનો ઉદય સયોગ થઇ રહ્યો છે. તેથી તે ભાવ શુધ્ધ નથી અશુધ્ધ છે. તે અશુધ્ધ ભાવોને આત્માના ભાવ કહેવાં તે અશુધ્ધ નિશ્ચય નયથી પર્યાય છે. પણ શુધ્ધ નિશ્ચય-નયથી પર્યાય નથી. આ બંનેને પકડો, એકને ન પકડો, અરે ! આતો સમજો. ઓલામા તણાઇ જતા નહિ, એમ બંને નય એકજ દ્રવ્ય ઉપર લક્ષ રાખે છે. આ વાત તો ભલાભલા પણ સમજતા નથી. (અશુધ્ધ નય વીગેરેને ગુરૂદેવ બતાવે છે તે ધ્યાનમાં લેશો) તે વાત તું ભૂલીશ નહિ.

હવે વ્યવહાર નયના અનેક ભેદ છે તે પણ સમજો. અનુપમચરિત્ત અસદ્ભુત વ્યવહાર નય (યોગ્યતા કે પાત્રતામાં આવ્યા વગર આ સમજાય તેમ નથી.) એ નય ઉપર વસ્તુનો કોઇને સયોગ થતાં એના જેવુંજ કહે છે. જેમકે (બહારની બધી વાતોને કાઢીને આને સમજો જો એક વ્યક્તિ સમજશે તો પણ તેનુ કલ્યાણ થઈ જશે.) આ જીવ પાપી છે, પુણ્યાત્મા છે આ જીવ માનવ છે. આ જીવ પશુ છે, આ જીવ કાળો છે. આ જીવ ગોરો છે એ વાક્ય

અનુપમચરિત્ત વ્યવહારનયથી યથાર્થ છે. કેમ કે કાર્માણુ તેજસ કે ઓદારિક શરીરનો સંચોગ છે. માટે અનુપમચરિત્ત છે. આ સંચોગ અનાદિનો છે પરંતુ આત્માના મૂળ સ્વરૂપથી ભિન્ન છે. માટે અસદ્‌ભુત છે. આ નયે બરાબર વ્યવહાર ચાલે છે. માટે અનુપમચરિત્ત અસદ્‌ભૂત વ્યવહારનય કહેવાય છે.

હવે જે બીલકુલ ભિન્ન છે તેને પોતાની કહેવી તે ઉપચરિત અસદ્‌ભૂત વ્યવહાર નય છે. આને સમજ્યા વિના અનંત સંસાર ઊભોજ છે. માટે આને સમજો તોજ તમને પુરો લાભ છે. જેમ આ દુકાન રામલાલની છે, આ ચોપડી બાળકની છે આ ગાય રામલાલની છે, તે બીલકુલ સર્વથા તેમાથી ભિન્ન છે. તેને પોતાની કહેવી તે ઉપચરિત અસદ્‌ભૂત વ્યવહારનય છે. બરાબર ધ્યાનમાં રહ્યું. તમારે સમ્યકૃદર્શન લાવવું છે ને? તો સમજો. નિશ્ચયનયનો વિષય વસ્તુને અખંડરૂપે, સળંગરૂપે, અભેદરૂપે, ગ્રહણ કરવાનો છે. જ્યારે વસ્તુને ખંડરૂપે ગ્રહણ કરવી તે સદ્‌ભૂત વ્યવહાર-નયનો વિષય છે વ્યાપાર છે. જોયું. સમજો, એવું શાસ્ત્રમાં વિવેચન છે. હવે જેમ આત્માને અભેદ્ય એક જ્ઞાયકપણે ગ્રહણ કરવું તે નિશ્ચયનયનો અભિપ્રાય છે જ્યારે આત્માને જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપે એવા ગુણ અને ગુણીનો ભેદ કરીને ગ્રહણ કરવો તે સદ્‌ભૂત વ્યવહાર નયનો વિષય છે. ભૂલતાં નહિ હો! ધ્યાનમાં બેસો ત્યારે આને વિચારો, જેમ કહેવાય છે તેમ સમજો, હવે કેટલેક સ્થળે શાસ્ત્રની અંદર સુક્ષ્મ દ્રષ્ટિથી અવગાહન કરતાં એમ સમજવામાં આવ્યું છે કે સદ્‌ભૂત વ્યવહારનયને પણ

નિશ્ચયનયમાં ગ્રહણ કર્યું છે (આને બરાબર સમજો નકાર ન કરશો) વ્યવહાર નય કહેવાય છે. જેવી રીતે અગ્નિ તે નિશ્ચયનય છે અગ્નિમાં જેમ દાહકપણું પ્રકાશકપણું, પાચકપણુ વીગેરેનો સમાવેશ થાય છે તે ભેદ રૂપે ગ્રહણ કરે તે વ્યવહારનય કહેવાય છે. અગ્નિ તે અભેદ છે તેવીજ રીતે આત્મા 'एगे आया' તેમ આત્મા એક પરમ પરિણામિક ભાવે છે. તેમ આત્મામાં જ્ઞાનગુણ તે પ્રકાશક છે દર્શનગુણ તે પાચકપણું છે ચારિત્રગુણ તે દાહક છે તેનાથી કર્મનો ક્ષય થાય છે. ચારિત્રમાં સ્થિર થઈ જાય તે સ્થિરતાના જોરે કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે માટે આત્મામાં જે ત્રણ ભેદ પડ્યાં તે સદ્‌ભૂત વ્યવહારનયનો વિષય છે.

શાસ્ત્રમાં એવું પણ વિવેચન છે કે જેમ આત્માને અભેદ, એક જ્ઞાયકપણે ગ્રહણ કરવો તે નિશ્ચયનયનો અભિપ્રાય છે. જ્યાં આત્માને જ્ઞાન, દર્શન, ચારિત્રને જાણવું, દેખવું ને કરવું તે અશુધ્ધ નિશ્ચયનયનો વિષય છે. શાસ્ત્રમાં પણ આ સદ્‌ભૂત વ્યવહારનયનો પણ નિશ્ચયનયમાં સમાવેશ કર્યો છે. કેમકે આ સદ્‌ભૂત વ્યવહાર પણ એકજ કેવળ દ્રવ્યની તરફ ભેદરૂપથી લક્ષ રાખે છે. પણ વિકાર નથી માટે તે કારણે તેને નિશ્ચયનયમાં રાખવામાં આવ્યો છે. કેવળજ્ઞાન તે પણ સદ્‌ભૂત વ્યવહારનય છે પરની તરફ લક્ષ નથી. હવે જ્યાં પરની તરફ લક્ષ કરીને પરનું કથન છે તે અસદ્‌ભૂત વ્યવહારનય છે. લક્ષ ક્યાં છે ?

'**નૈયાયુગં મગ્ગં**' પરની તરફ લક્ષ કરવા જેવું નથી આત્માની જામીનગીરી અંદરમા લાવો તો ભડનો દિકરો કહું ! લાવો બધાય આને લાવો.

આમ અનુપમચરિત્ત અસદ્ભૂત વ્યવહારનય ઉપચરિત્ત સદ્ભૂત વ્યવહાર નય, સદ્ભૂત વ્યવહાર નયઅને અસદ્ભૂત વ્યવહારનય. વળી શુધ્ધ નિશ્ચયનય અને અશુધ્ધ નિશ્ચયનય તેમાં શુધ્ધ નિશ્ચય નયનો વિષય આત્માને વસ્તુને અખંડરૂપે અભેદરૂપે ગ્રહણ કરવાનો છે અને સદ્ભૂત વ્યવહારનયનો વિષય વસ્તુને ખંડરૂપે ભેદરૂપે કરવામાં આવે છે. પણ તેનું લક્ષ્યમાત્ર દ્રવ્ય ઉપર છે. તેથી તેને સદ્ભૂત વ્યવહારનય કહેવામાં આવે છે. આ પ્રમાણે નિશ્ચયનય અને વ્યવહાર નયના સ્વરૂપને પોતાના શુધ્ધ દ્રવ્ય તરફ જેમ છે. તેમ જાણીને જેમ છે તેમ સમજીને જોર કરતાં એ પર્યાયમાંથી રાગાદિ વિકારાદિ ઇચ્છાઓ ટળી જાય છે. અને શુધ્ધતા પ્રગટે છે. **એગે ચરિત્તે** જોયુ એટલે સિધ્ધ પ્રત્યે સિધ્ધપદની નિશંકતા પ્રગટે છે. ભાવ માપલા ભાવ સિદ્ધપદની નિશંકતા તો ભાવ. જરૂર પ્રગટે છે ભાર દઇને કહીએ છીએ. સિદ્ધપદની નિશંકતા પ્રગટતા શું થઇ જાય છે તે કહો. જેને પ્રગટી હોય તેને ખબર જરૂર પડે. જો તે નિશંકતા પ્રગટી હોય તો પોતાનું પરિણમન સિદ્ધ તરફ વળી જાય છે. અને સંસારથી પાછું ફરી જાય છે એટલે તે જીવ વર્તમાનમાં મોક્ષપદનો સાધક થઇ જાય છે. આ મોક્ષપદની સાધક દશાની પ્રાપ્તિને માટે નિર્દોષતામાં, પાત્રતામાં, પવિત્રતામાં

તો આવો. સત્‌સમાગમ કરો ? એના માટે પહેલા ધડાકે **मायंच वज्जए सया** માયા કપટને છોડીને સદાયને માટે છોડવાનું છે. દગા ફટકા કપટ આ બધાને છોડવાનું શા માટે કહે છે ?

**'माया मित्ताणि नासेई'** માયા મિત્રતાનો નાશ કરે છે. માયા મૃષાવાદ માયા મોસો લોભના દોષને વધારે છે. માટે હે જીવ માયા છોડી દયો ? કારણ **माया गइ पडिग्घाओ लोमाओ वुहओ भयं** માયા ઉચ્ચ ગતિનો પ્રતિઘાતક છે. અને લોભથી બંને ગતિમા ભય રહ્યાજ કરે છે. કોઇને કીર્તીનો કોઇને માન મોટાઇનો લોભ હોય છે. એ માટે હે ભવ્ય જીવો **"मायं अज्जव भावेणं"** માયાને સરળતાથી જીતો. સરળતા લાવો તો જરૂર માયાને જીતાશે. વિવેકી આત્માર્થી ધર્માત્મા જીવ માયાની સેવના જરાય ન કરે ! અને લોભને તો દૂરથીજ છોડી દે. મોક્ષની ઇચ્છાવાળો મુનિ કે શ્રાવક જુઠું બોલેજ નહિ, અસત્ય વદે નહિ, કારણ **"मुसं परिहरे भिक्खु"** ભિખ્ખુ સાચો સાધુ અસત્યનો પરિહાર કરે. રાગદ્વેષ અને ભયથી અતીત છે તેને અમે શ્રમણ બ્રાહ્મણ કહીએ છીએ. પણ અન્યના ગુણો કે વૈભવાદિ અને અન્યથી થયેલ કે થવામાં સંભવિત એવુ અનર્થ એ બધુંય સહન ન કરતા તે વ્યક્તિ પ્રત્યે અરોચક ભાવ પ્રગટાવવો ! આમ તો તમે નથી કરતા ને ? તે ઇર્ષા મત્સર કે દ્વેષ કહેવાય છે. ધ્યાન રાખજો ? આ વીતરાગનો માર્ગ છે કોઇ વસ્તુ કે વ્યક્તિમાં રાગ હોય (તમો જ્ઞાનવાળાં છો માટે

સચોટ પકડી રાખશો) તો તેની પ્રાપ્તિમાં અંતરાય પ્રાપ્ત થાય તો તેના પર સ્વાભાવિક દ્વેષ પ્રગટે છે. તો તે દ્વેષથી આત્માની અશાંતિ આવી જાય છે અને અસમાધિનો પ્રાદુર્ભાવ થાય છે (બધાયને ઠેકાણે પાઠવાં છે સમજો) દ્વેષ ઈર્ષાનું મૂળ અજ્ઞાન છે. સારાયે જગતમાં (આંખ તો ઉઘાડ) જો તો ખરો અજ્ઞાન જેવું કોઇ અંધારૂં દુઃખ કે વૈરી છેજ નહિ. ઈર્ષા પ્રાણીના અંતઃમનોરાજ્યને ચુંથી નાખનાર ભયંકર દુર્ગુણ છે. આવા અનેક પ્રકારના દુર્ગુણોને ટાળીને સત્‌ના સમાગમે પાત્રતા લાવીને આરાધશે તો બીજને પામી જશે અને તે બીજ આખું કેવળજ્ઞાન વૃક્ષને પ્રાપ્ત કરાવશે અને દુઃખ ટળી સુખ થશે.

---

## વ્યાખ્યાન ૨૭ મું.

**સં. ૨૦૧૫ના પોષ સુદી ૮ ને શુક્રવાર તા. ૧૬-૧-૫૯**

સિદ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહીં ઠાણાંગ સુત્ર ૧ લુ ઠાણું **एगे चरित्ते** આત્મા એક, તેનું જ્ઞાન એક, દર્શન એક, ચારિત્ર એક એવો અખંડ અભેદ્ય આત્મા તેનો લક્ષ કરીને તે બાજુ જીવ ઢળે તો **एगे चरित्ते** એવા સાપેક્ષ તત્ત્વને જીવ પામી જાય. અને વર્તમાન પર્તતી દશામાં જે જ્ઞાન, દર્શન ચારિત્ર પ્રગટયું છે તે સાપેક્ષ ચારિત્ર છે, જ્ઞાન દર્શન ચારિત્રમય એવા અનંતા ગુણોમય આત્મા છે, તેમાંથી એક ગુણ લીધો તે ચારિત્ર ગુણ નિરપેક્ષ

છે. તે નિરપેક્ષ તત્ત્વમાં આત્મા છે તેમ સાપેક્ષ નિરપેક્ષ-મય એવા આત્માને જાણે, તે જ્ઞાન, દર્શનમય સાપેક્ષને પામે. અપેક્ષાએ પર્યાયમાં સાપેક્ષપણું પ્રગટે છે. જે આત્મા સમ્યક્દર્શનરૂપ મોક્ષના બીજને પામી જાય છે તે પામવાને માટે નિર્દોષતા, પાત્રતામાં, અને પવિત્રતામાં તો જરૂર આવવુંજ પડશે. અને પાત્રતામાં આવ્યા પછી દેવ ગુરૂ, ધર્મને ઓળખી તેના શરણે જજો, પછી જૈનધર્મની ફીલ-સુફીને તે પકવે.

પાત્રતામાં આવવાને માટે તો આટલું તમો જરૂર કરી લેજો કે વીતરાગી દેવ, વીતરાગી ગુરૂ, અને વીતરાગી ધર્મ તેજ શ્રેષ્ટ છે તેજ ઉત્તમ છે. તેજ સત્ય છે તો તે શ્રેષ્ટ શા માટે છે ? તેનું કારણ એ છે કે જે કાળમાં, જે સમ-યમાં, જે વખતમાં જે દિવસમાં આ શ્રેષ્ટ છે, આજ ઉત્તમ છે, આવા ભાવ જયારે હૈયામાં પ્રગટે છે ત્યારે વિસ્મયકારક જે શુદ્ધિ અનાદિકાળથી આત્માની થઇ નથી તે શુદ્ધિ પ્રગટે છે, આજ યોગ્યતા, આમાં આવ્યા વગર છુટકોજ નથી. વીતરાગી દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યે જે જે જીવને જે અભ્યંતર અભિરૂચિ જાગ્રત થઇ છે તેને જીવત રાખવા પ્રયત્ન કરવો. અને બીજુ શું કરવું ? તેને વિશેષ પુષ્ટ બનાવવાને માટે પુરૂષાર્થ કરવો. મજબુત બનાવવા પ્રયત્ન કરવો. શ્રી વીતરાગી દેવ, ગુરુ અને ધર્મ એજ શ્રેષ્ટ છે, ઉત્તમ છે. મારા કલ્યાણનું અનન્ય નિમિત્ત છે, તેનું કારણ એ છે કે પૂજ્ય પ્રત્યેનો પ્રમોદભાવ, શ્રી પંચપરમેષ્ઠિ પ્રત્યેનો સર્વ સમર્પણભાવ

એ તેમાં ભર્યોજ પડયો છે, એ કારણે વીતરાગી દેવ, ગુરૂ, ધર્મ દ્વારા મોક્ષગતિ પ્રાપ્ત કરનાર સર્વ આત્મા-ઓએ (ઉપાદાન પોતાનું છે. તેમ સ્વીકાર્યું છે) સર્વ દ્રવ્યોમાં શ્રેષ્ટ દ્રવ્ય મારો વીતરાગ દેવ જ છે. બીજે નંબરે ગુરૂ, અને ત્રીજા નંબરે ધર્મ છે. હવે તે ધર્મથીજ વીતરાગતા પમાય છે અને તેથીજ આત્માનો ધર્મ શ્રેષ્ટમાં શ્રેષ્ટ છે. જો આ સત્ય તમને સમજાઈ જાય તો આધ્યાત્મિક વિકાસ માટેની મથામણમાં આત્માને તદ્દન નિર્મળ બનાવવાની મથામણમા વપરાતી શક્તિ અને સમય સાર્થક થાય છે. જરૂર સાર્થક થાય છે.

પ્રકાશ પ્રગટાવવામાં સહાયક તત્વની જે ખોટ વ્યક્તિના માત્ર પ્રયત્ને પુરી શકાતી નથી એટલે આત્મ (ચેતી ચેતી આ વાત મરણ સુધી ઝીલવાની છે,) પ્રકાશ પ્રગટાવવામાં અચિંત્ય શક્તિ વીતરાગી દેવ, ગુરૂ, ધર્મ દ્વારાજ સમાયેલી છે. તે પુરવાની અચિંત્ય શક્તિ વીતરાગી દેવ ગુરૂ ધર્મના જાપમાંજ સમાયેલી છે તેના શરણે જવામાંજ સમાયેલી છે. વીતરાગી દેવ, ગુરૂ, ધર્મના શરણમાં કે જાપમા એટલી શક્તિ છે કે તેને બરાબર સમજીને રટણ કરનારને સાધના માર્ગની કેડી સમીપ અવશ્ય લાવી દે છે. કોણ લાવી દે છે ? આની શક્તિના મહાત્મ્ય સમજ્યા વિના ત્રણુકળમા ચાલે તેમ નથી. જીવના ઉત્થાન માટે (ઉત્થાન, કામ, બળ, વીર્ય, પુરૂષાકાર, પરાક્રમ) પ્રેરકબળોનો આપો આપ સમન્વય થાય છે. જ્યાં જ્યાં સમન્વય થઇ ગયો ત્યાં પરિણામમાં આત્મા ની જાગ્રતિ કે શુધ્ધિ આવ્યા વિના રહેતી નથી મોક્ષ તત્વમાં દેવ

તત્ત્વ સમાય છે. ગુરૂ-તત્ત્વમાં સંવર તત્ત્વ સમાય છે. ને ધર્મ તત્ત્વ નિર્જરા તત્ત્વમા સમાય છે. માટે સમન્વય કરો.

વીતરાગી દેવ ગુરૂધર્મ પ્રત્યે જો તમારી અભિરૂચી વધતી જાય (એટલે સંવર, નિર્જરા, ને મોક્ષ તે નિશ્ચયથી છે) અને દેવગુરૂ ધર્મના જાપ પ્રત્યે રસ જાગે તો જાપ વધતો જાય તો તે જાણીને, દેખીને જ્ઞાનીને અનહદ આનંદ થાય છે કે (જરૂર આ જીવડો મોક્ષગામી છે હવે જ્ઞાનિને આનંદ થાય છે. તેવી પ્રવૃત્તિ તમે શરૂ કરો ? જરૂર આવી પ્રવૃત્તિ શરૂ કરી ઘો ?) અને એવા જીવને દેખીને જ્ઞાનિઓને જે આનંદ થાય છે તેવો જીવ જરૂર જ્ઞાન દર્શન ચારિત્રને પામી જાય અને પછી દ્રઢ બને અને ચારિત્રને પામીને વહેલો વહેલો મોક્ષમાં જાય.

જ્ઞાનિને અખંડ શ્રધ્ધા વર્તે છે કે આવા પ્રયત્નથી જે વિચારક (ખૂબ વિચારો ! ખૂબ વિચારો ! આ વિચારેજ આત્મ કલ્યાણ છે) વ્યકિતઓ સુદેવ સુગુરૂ અને સુધર્મના શરણે આવશે તે જીવોનું નિસંદેહ કલ્યાણ છે. એવી જ્ઞાનિને પૂર્ણ અખંડ શ્રધ્ધા વર્તે છે.

જ્ઞાનિઓ સ્પષ્ટપણે વિચારે છે કે ભૌતિક વિજ્ઞાનની શકિત અને વીતરાગ ધર્મની પધ્ધતિ બંને જુદી છે. તદ્દન જુદી છે. એની સાથે સમન્વય કરનારા જીવતાંજ મરેલાં પડેલાં છે. કારણ બંનેની ભૂમિકાજ જુદી છે. શ્રી જીન આગમના શાસ્ત્રોના આશયો જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે જ્ઞાનિઓને આનંદ વર્તે છે.

જ્ઞાનિઓ પડકાર કરીને કહે છે કે ભાઈ! અનંતકાળ વ્યતિત થઈ ગયાં તેમાં તેં પાપ કરવામાં બાકી રાખી નથી. પાપ ન કર્યાં હોત તો મોક્ષ હોત. ભાઈ કરેલા પાપોના પશ્ચાત્તાપદ્વારા માત્ર શારીરિક તંદુરસ્તી પ્રાપ્ત થાય છે એમ નથી પણ નિખાલસ અને સરળભાવે થતો પશ્ચાત્તાપ મોક્ષના લક્ષે થતો હોય તો માનસિક શાંતિ જરૂર આપે છે. (આ વાત સોએ સો ટકા સાચી છે) અને આધ્યાત્મિક આનંદ આપે છે. આનંદ પ્રગટાવે છે. જીવો પાપના પોટલા બાંધીને બેઠા છે, સદ્‌ગુરૂ તેને સમજાવે છે જ્ઞાનિથી કોઇપણ વાત અજાણી નથી. અને જ્ઞાનિને જ્યારે સર્વપ્રકાશ કેવળ-જ્ઞાન થશે ત્યારે તો સમયમાં બધું જાણી લેશે. માટે શુદ્ધિ કરી લે ભાઈ, શુધ્ધિ કરી લે ભાઇ. સૂક્ષ્મ વિચાર કરનારને જ્ઞાનમાં કટાક્ષ પરણુતિથી જરૂર સમજાશે.

પશ્ચાત્તાપદ્વારા પાપકર્મો નાશ પામે છે. (સંસાર સળ-ગતી પોટલી છે તેમાં એક સમય પણ રહેવાનું નથી. ૯૧', અમારી દ્રષ્ટિ ચેતનમાં છે. જ્યારે તમારી દ્રષ્ટિ પરમાં છે) અને આત્મા હળવો બને છે. બધાય પાપોની ઝાટકણી અહીં કાઢી નાખો! તેથી વિશેષ લાભ થતો જાય છે. ગુરૂ જ્યારે આનંદ પામી જાય છે ત્યારે એવા આત્મા ઉપર ગુરૂદેવની કૃપાદ્રષ્ટિ વર્તે છે. આવા સરળ સ્વભાવથી આત્મા આરાધકભાવને પણ પામી જાય છે. તેમાં કઇજ આશ્ચર્ય પામવા જેવું નથી. એમ દરેકે દરેક વ્યકિત સમજીને જાણીને વીતરાગી દેવ ગુરૂ ધર્મ પ્રત્યે હૈયામાં ભાસ પ્રગટાવશે તે

જીવ નિખાલસ અને સરળ થઇ જશે. પછી તેવા જીવ એગે ચરિ-તે એવા ચારિત્રને પામી જશે અને એક અવતાર કરીને મોક્ષે જશે. આવા ભાવની જરૂર છે. એવા જીવોને સમજાવે છે કે ભાઇ, સમજ, આ આત્મા નિશ્ચય નયથી પોતાના જ્ઞાન દર્શન ચારિત્ર આદિ ગુણોનો પરિણામોનો કર્તા છે. (પરિણામને પર્યાય કહેવાય છે.) ભૂલતા નહિ હો ! શુદ્ધ નિશ્ચય નયથી અથવા પોતાનાજ સ્વભાવથી આ આત્મા રાગાદિ ભાવોનો કર્તા નથી. જુઓ, જેમ છે તેમ સમજો. કેમકે એ એના સ્વાભાવિક ભાવ નથી. રાગદ્વેષ મોહ એ બધાય ઉપાધિક ભાવ છે.

જ્યારે કર્મનો ઉદય હોય છે ( ઉદય કોને ન હોય ) કેવળીને પણ અઘાતિનો ઉદય હોય છે. સિદ્ધને ઉદય નથી. એનો અર્થ એવો થાય છે કે મોહનીય કર્મનો વિપાક એટલે કર્મ ફળ દેવાને તૈયાર હોય છે ત્યારે ક્રોધના ઉદયથી ક્રોધ માયાના ઉદયથી માયા લોભના ઉદયથી લોભ ભાવ અથવા કામ કે વેદનાથી સ્રી પુરૂષ આદિ કામભાવ વર્તમાન વર્તતી પર્યાયમાં એવી રીતે થઈ જાય છે કે એ બધા ઉપાધિભાવને કાઢી નાખો. ગુરુને ન ગમે તે શિષ્યોએ ન કરવું જોઇએ. સ્ફટિકમણીની નીચે લાલ, પીળું, લીલું ફુલ રાખવાથી સ્ફટિક લાલ, પીળુ કાળું, લીલું દેખાય છે હવે તે સમયે સ્ફટિકનો સફેદ સ્વચ્છ રગ ઢકાઇ જાય છે. આત્મા પણ તેવો સ્ફટિકમણી જેવો ઉજળો છે. આત્મા સ્વયં સ્વભાવથી કેવો છે ? ઉત્તર—ઉજળો છે. વિભાવોનો

કર્તા નથી. (બરાબર સમજો એક પડખાંને પકડીને ઉધા પડ્યાં તો મૂઆ સમજજો) પણ તે નૈમિત્તક ભાવ છે નૈમિત્તક ભાવ જે થાય છે તે બધાય ભાવો મટે છે. વળી પાછા ફરી થાય છે કેમકે સંયોગથી થાય છે. પણ સંયોગો ભાવ કરાવી દેતા નથી. પણ પોતે ભાવ કરે તો થાય. ન કરે તો ન થાય. એટલા માટે તેને અશુધ્ધ નિશ્ચયનયથી આત્માના ભાવો કહેવાય છે. અથવા અશુધ્ધ નિશ્ચયનયથી તે તમામ વિભાવ ભાવોનો કર્તા આત્માજ છે કહેવાય છે. બીજા કોઇની તાકાત નથી કે તને કરાવી દે.

હવે આવા ભાવો થવાથી આત્મા અપવિત્ર કલુષિત દુઃખમય થઇ જાય છે. અશુધ્ધ થઈ જાય છે. આત્માનો પવિત્ર નિરાકુળ સુખમય સ્વભાવ વિપરિતપણે પલટાઈ જાય છે. માટે ચેલેંજ ફેંકીએ છીએ કે હવે તે રાગદ્વેષ મોહ આદિ ભાવોનું થવું ત્રણ કાળમાં ઇષ્ટ નથી તો હવે તે ન થવુંજ જોઇએ. બરાબર ન જ થવું જોઇએ. એજ આત્માને હિતકારક છે. હવે દ્રષ્ટાંત આપીને સમજાવશે. તેના ભાવ ભેદ ઘણાં છે તે અવસરે.

---

## વ્યાખ્યાન ૨૮ મું

### સં. ૨૦૧૫ના પોષ શુદી ૯ને શનિવાર તા. ૧૭-૧-૫૯

સિધ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ તે સિધ્ધાંત. અહીં ઠાણાંગ સિધ્ધાંત પહેલું ઠાણું સુત્ર પાઠ एगे चरित्ते આત્મા

એક, તેનું જ્ઞાન એક, દર્શન પણ એક, ચારિત્ર પણ એક, એવા ચારિત્રમય આત્મા પોતેજ एगे चरित्ते તે નિરપેક્ષના લક્ષે સ્વરૂપ તરફ ઢળશે તે જીવ સ્થિરતાના જોરે સમ્યક્જ્ઞાન દર્શન ચારિત્રને પામી જશે. અને તે વર્તમાન વર્તતી પર્યાયમાં જે પ્રગટયું તે સાપેક્ષ ચારિત્ર છે. આમ સાપેક્ષ નિરપેક્ષ બંને તત્ત્વને જાણીને સમજીને આરાધશે તે જીવ જરૂર શાશ્વતપદ મોક્ષપદને પામી જશે નિરપેક્ષ ચારિત્રને સમજશે અને પછી નિરપેક્ષના લક્ષે સ્વ તરફ ઢળતાં અંતરમાં સ્થિરતા પ્રગટે છે, તે સમ્યક્દર્શન છે.

હવે તે પામવાને માટે પાત્રતામાં યોગ્યતામાં આવીને જરૂર નિર્ણય તો કરવોજ પડશે તે સમ્યક્ પામવાનો ઉપાય છે. રાગદ્રેષ મોહ માયા એવા ભાવ થવાથી આ પોતાનો આત્મા આકુળ વ્યાકુળ અને કલુષિત દુઃખમય થઇ જાય છે, એટલે આત્માનો પવિત્ર નિરાકુળ સ્વભાવ તે વિપરિતપણે પલટાઇ જાય છે. માટે તેમ થવું યોગ્ય નથી. એવું થવું જરીએ લાભદાયક નથી. ઇષ્ટ નથી. એવા નજ થવું. આ નક્કી થઇ જવું જોઇએ. હવે આત્મહિત તેજ ઉત્તમ છે. શ્રેષ્ટ છે. એજ હિતકારક છે, જરૂર હિતકારક છે. હવે દ્રષ્ટાંતથી સમજાવે છે. હવે માટી સ્વયં પોતે નિરસ અને મલિન સ્વભાવવાળી છે હવે તે માટીના સંયોગથી ભલા કહો તો ખરા પાણી કેવુ થઇ જાય? પાણી પણ મેલું અને નિરસ સ્વભાવવાળુ (પીવા જેવું રહેતુ નથી) થઇ જાય છે. તેમ મોહનીય કર્મમાં રસ અથવા

અનુભાગ મલીનરૂપ કે આકુળતારૂપ છે. (બીજા કર્મ નથી લીધા પણ મોહનીય કર્મજ લીધું છે) તે માટે તેના સંયોગી આત્માનો. ઉપયોગ પણ કલુષિત કે આકુળતારૂપ થઇ જાય છે. બીજું એ ભાવોનું નિમિત્ત પામીને કર્મ વર્ગણારૂપ સુક્ષ્મ પુદ્ગળો જે એક ક્ષેત્ર અવગાહીને રહ્યા છે તે આવા કલુષિત ભાવોને પામીને તે પુદ્ગળો કર્મરૂપે બધાઇ જાય છે. કાર્મણ વર્ગણા પોતેજ જ્ઞાનાવર્ણાદિ આદિ અષ્ટ કર્મ નામને ધારણ કરે છે. જ્ઞાના વર્ણાદિ આદિ વર્ગણા દુનિયામાં છેજ નહિ.

ઉપયોગ રાખીને સમજો, પણ ભાઇ, સમજ્યા વિના ઉપયોગ રાખશે કયાંથી ? સાચી સમજણ અંદરમાં હોય તો કર્મ અને મારે લેવા કે દેવા નહિ એમ સમજીને છુટવાનો પ્રયત્ન કરે, ઝેરને ઝેર સમજે તો પછી ઝેરના પીણા પીવાના ભાવ ન થાય રાગદ્વેષ મોહ અદિ ઝેર છે તે સમજીને છોડવાના છે. જેમ ગરમીતું નિમિત્ત પામીને પાણી સ્વયં પોતે પોતાના ઉપાદાનના કારણે વરાળરૂપે બદલાઇ જાય છે તેમ કર્મ વર્ગણા સ્વય પુણ્ય કે પાપરૂપે બંધાઇ જાય છે. (ધ્યાન રાખજો, આ સમજવા જેવી વાત છે. જીવે આવા ભેદ પાડયાજ નથી, ખુબજ ધ્યાનથી સમજો) અને આ બંધ પણ પૂર્વ વિદ્યમાન કાર્મણ શરીર સાથેજ થાય છે વસ્તુતાએ એટલે પરમાર્થરીતિએ નિશ્ચય નયથી આત્મા સાથે બંધ નથી. હવે આત્માએ કર્મના એટલે એ કાર્મણ શરીર સાથે કેવી રીતે અભ્યંતરમાં

રહેલો છે, (આ અનુભવપૂર્વકની વાત છે) જેવી રીતે આકાશમાં ધુમાડો કે ધુળપટ ફેલાઇ જાય ત્યારે આકાશની સાથે માત્ર સંયોગ થાય છે અથવા ખીર નીર લોહપીંડ અગ્નિની માફક એક ક્ષેત્ર અવગાહીને રહે છે. હવે આત્માએ કર્મ બાંધ્યા નથી. કર્મ સ્વયં આવીને બંધાઈ જાય છે. જો કર્મની અંદર એક ક્ષેત્ર અવગાહીને બંધાવાની યોગ્યતા ન હોય તો શું બધાય? આત્માના અશુધ્ધભાવ કેવળ નિમિત્ત છે. અશુભ ભાવના નિમિત્તને પામીને કર્મ સ્વયં બંધાયા છે તો પણ વ્યવહારનયથી આત્મા પુદ્ગલ કર્મનો કર્તા અથવા પુદ્ગલ કર્મનો બધાવાવાળો થાય છે. આ જૈનશાસનની ફીલોસોફીના તત્વો છે અને સમજ્યા વિના ફટકોજ નથી એકાંત ન માની બેસો.

તેવીજ રીતિએ કુંભારને ઘડાનો બનાવનાર, સોનીને કડાનો બનાવનાર, રસોઇયાને રસોઇનો બનાવનાર, લેખકને પત્ર લખવાવાળો, દરજીને કાપડ સીવવાવાળો, કારીગરને મકાન બનાવનાર કહેવાય છે. હવે થોભજો, એમાંથી પકડવાનું પકડી લેજો. બીજું પડખું જૂઓ. નિશ્ચયનયથી ઘડાને બનાવનાર માટી છે. કડાને બનાવનાર સુવર્ણ છે. રસોઇને બનાવનાર અન્નપાણીની સામગ્રી છે. પત્રને લખવાવાળી શાહી છે. કપડાંને સીવનાર દોરો છે અને કુંભાર આદિ કેવળ નિમિત્ત માત્ર છે. હવે સરસમાં સરસ વાત કરીએ. બંને વાતને સમજો (આટલુ ધારી લેજો) હવે ત્રીજી વાત જે વસ્તુ પોતે કાર્યરૂપ થાય છે તેને તેના કર્તા કહેવાય છે. (મૂળવસ્તુ

પોતેજ કાર્યરૂપે થાય છે) હવે ચોથી વાત એ છે કે કર્તા કાર્ય એકજ વસ્તુ હોય છે તે જુદાં નથી. દ્રષ્ટાંતથી સમજો. દુધંજ મલાઇરૂપ પરિણમી ગયું છે, જુઓ–આ કર્તા, કાર્ય એકજ વસ્તુમાં ઘટ્યું, તેથી મલાઇનો કર્તા કોણ ? ને કાર્ય કયું ? તેથી મલાઈનો કર્તા દુધ છે અને કાર્ય પણ દુધ છે તેમ સુંવર્ણજ કડારૂપે પરણમ્યું છે તેથી કડાનો કર્તા કોણ છે ? સુવર્ણ છે. (આ સમજો બરાબર સમજો) માટી ઘડારૂપ પરિણમી છે, બોલો ઘડાનો કર્તા કોણ ? (નિશ્ચયને માટીને નિમિત્તરૂપે કુંભાર આ વાત ધારી લેજો) સ્વભાવ તેનાથી બનેલા કાર્યમાંજ હોય છે. હવે પાંચમી વાત સાવ સાદી ભાષામાં જેવી માટી તેવો ઘડો–જેવો કુંભાર તેવો ઘડો કહેતાં નથી. અરે ! જેવુ સોનુ તેવો દાગીનો પણ એમ નથી કહેતાં કે જેવો સોની તેવો દાગીનો, જેવું દુધ તેવી મલાઇ, જેવું સુતર તેવું તેનાથી બનેલુ કાપડ, પણ વણુકર તેવું કાપડ એમ નથી કહેતા, વ્યવહારની વાતને પકડાવો છો પણ આ મોક્ષની વાતને કાં ન સમજો ! હવે નિમિત્ત કર્તા કુંભાર, સોની, વણુકર, કરીગર વિગેરે કહેવાય છે. હવે નિમિત્ત કર્તા કોઈ કાર્યોના અચેતન પણ હોય છે. ચેતન નથી હોતા, અને કેટલાક કાર્યોના ચેતન અચેતન બંને હોય છે. અને કેટલાક કાર્યોના નિમિત્ત કર્તા એકલા અચેતનજ હોય છે હવે દ્રષ્ટાંતથી સમજો, જેમ ગરમીથી પણી વરાળ થઇ જાય છે અને એ વરાળથી મેઘ થાય છે. હવે મેઘ સ્વયમ્ પાણીરૂપ થઈ જાય છે. એ સર્વે કાર્યોમાં

નિમિત્ત કર્તા અચેતનજ હોય છે. હવે હવા શ્વાસોશ્વાસ રૂપે થઇ જાય છે તેમાં નિમિત્ત કરતા ચેતનનો યોગ કે ઉપયોગ છે. અથવા કર્મવર્ગણા કર્મરૂપ થઈ જાય છે. જ્ઞાનાદિ આઠ કર્મો અને ૧૪૮ પ્રકૃત્તિરૂપે થઇ જાય છે તેમાં નિમિત્ત કર્તા ચેતનનો યોગ અને ઉપયોગ છે.

હવે માટીનો ઘડો બને છે તેમાં નિમિત્ત કર્તા કોણ છે ? કુંભારનો યોગ અને ઉપયોગ છે. (આમાં આખા આત્માને છુટો પાડવો છે, આત્મા પોતાના શુધ્ધ ભાવનોજ કર્તા છે.) ચાક, દંડ, ચક્ર, દોરી આદિ અચેતન નિમિત્ત પણ છે. હવે રસોઇ બને છે તેમાં નિમિત્ત કર્તા સ્રીનો યોગ અને ઉપયોગ છે. (નિશ્ચયનયથી તો અન્નપાણી આદિ છે) ચુલો પાણી વાસણ આદિ અચેતન નિમિત્ત પણ છે. હવે જયાં ચેતન નિમિત્ત કર્તા, ઘટ, પટ વાસણ ભોજનાદિ બનાવવામાં થાય છે ત્યાં વ્યવહાર નયથી તેને ઘટ, પટ, વાસણ ભોજનાદિનો કર્તા કહેવાય છે. હવે જો નિશ્ચયથી વિચાર કરવામાં આવે તો શુધ્ધાત્મા કોઇપણ કાર્યનો નિમિત્ત કર્તા નથી (ચેત ચેત એ બાત સત્ય હો) પણ જયાં સુધી સંસારી આત્માની સાથે કર્મનો સંયોગ છે અથવા કર્મનો ઉદય વર્તે છે ત્યાં સુધી આત્મામાં મન, વચન અને કાયા યોગ પ્રવર્તતા રહે છે એટલે મન, વચન અને કાયા યોગ ચંચળ રહે છે અથવા જ્ઞાન ઉપયોગ અશુધ્ધ હોય છે. રાગદ્વેષ સહિત કે કષાય સહિત હોય છે. એથી યોગ અને ઉપયોગજ નિમિત્ત કર્તા છે. (ખૂબજ ધ્યાન રાખજો) અને એનાથીજ કર્મનો બંધ છે.

હવે એનાથી ઘટાદિ, પટાદિ બધુએ બને છે કુંભાર ઘડો બનાવે છે, એમ કહેવાય છે, પણ ઘડો બનાવવાનો કુંભારે મનમાં સંકલ્પ કર્યો, સકલ્પ કરીને કુંભારે શરીરને હલાવ્યું અને રાગ સહિત ઉપયોગ કર્યો તેથી કુંભારનો યોગ અને ઉપયોગ ઘડાનો નિમિત્ત કર્તા છે. પણ કુંભારનો આત્મા કર્તા નથી. (નિશ્ચય આત્મા શુધ્ધ છે) કુંભારનો શુધ્ધ આત્મા નિમિત્ત કર્તા પણ નથી. યોગ અને ઉપયોગ આત્માના વિભાવ ભાવને (ઝીણી વાત છે સમજો હમણાં સમ્યક્દર્શન થઇ જાય તેવી વાત છે) એટલા માટે અશુધ્ધ નિશ્ચયનયે તેનો કર્તા આત્મા કહેવાય છે. પણ નિશ્ચયનયથી અશુધ્ધ યોગ અને ઉપયોગનો કર્તા આત્મા નથી, પણ કાળમાં કર્તા નથી તો પછી બીજાનો તો કર્તા ક્યાંથી હોય? એટલા માટે શુધ્ધ નિશ્ચયનયથી આત્મા કેવળ પોતાના શુધ્ધ ભાવનોજ કર્તા છે. જ્ઞાનસ્વરૂપી આત્મા છે. માટે શુદ્ધ જ્ઞાનસ્વરૂપી (આત્માના) ઉપયોગનો કર્તા આત્મા છે. આ પ્રમાણે જેમ છે તેમ જાણીને નિરપેક્ષ ચારિત્ર તરફ ઢળી જાય તો તે જીવ સમ્યક્દર્શનને પામીને એક અવતાર કરીને શાશ્વત મોક્ષપદને પામશે.

હવે જ્ઞાનિ કહે છે કે અજ્ઞાની મોહી મૂઢ જીવ **'सततं मूढे धम्मं नाभिजाणाइ'** આવા મૂઢ જીવ સદૈવ દુઃખદ માર્મિક સવેદન અનુભવે છે ત્યારે દુઃખજ અનુભવે છે. પણ સમ્યક્દ્રષ્ટિ ધાર્મિક જીવ સુખદ ધાર્મિક સંવેદન અનુભવે છે. નવ વર્ષના બાળક એવતાકુમારે એકજ વાણી

સાંભળી ત્યાં સુખદ ધાર્મિક સંવેદન અનુભવ્યું, (એમ જાણીને) મેઘકુમારના જીવે પણ એકજ વાણી સાંભળી ત્યાં ધાર્મિક સંવેદન અનુભવ્યું, એમ જાણીને જ્ઞાનિ પડકાર કરીને કહે છે કે કોઇપણ પ્રાણી પાપ ન આચરો, પણ એક નિરપેક્ષ આત્મ તત્ત્વને સમજીને ધર્મને આચરો ધર્મના આચરણથી દુઃખ ટળીને શાશ્વત સુખ પ્રગટે છે.

સર્વજ્ઞ પ્રભુના અંતર–સંવેદનને સમજવા આપણે પ્રયત્ન કરવો છે તો તે માટે હવે શું કરવું પડશે ? તે માટે આપણે પાર્થિવ દુનિયા છોડીને અંતરપ્રદેશમાં આપણું સ્થાન જમાવશું કે જ્યાં ખૂબજ શાંતિ છે. આનંદ, આનંદ, અનંત આનંદ છે. એટલુંજ નહિ પણ સુખદ સ્વસ્થતા છે. (વિચારો તો ખરા હું કહું તે એકજ શબ્દ વિચારજો.) દુઃખ શાથી ને દુઃખની ઉત્પત્તિ શામાંથી ? કહો ! વિચાર્યું હોય તો કહો. આ બે પ્રશ્નના કાલે જવાબ જરૂર લાવજો. બીજા ભાવભેદ અવસરે !

---

## વ્યાખ્યાન ૨૯ મું

### સંવત ૨૦૧૫ પોષ સુદ ૧૦ રવિવાર તા. ૧૮–૧–૫૯

સિદ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ તે સિધ્ધાંત, અહીં ઠાણાંગ સિધ્ધાંત તે પહેલું ઠાણું, **एगे चरित्ते एगे नाणे एगे दंसणे एगे आया** ત્રણમય આત્મા પોતેજ

નિરપેક્ષ તત્ત્વ છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર તે ત્રણમય આત્મા પોતે એકજ છે. તે ત્રિકાળ નિરપેક્ષ છે. એવા ત્રિકાળ નિરપેક્ષને સમજીને જીવ જો પોતાના સ્વભાવમાં ઠરશે તે પોતાના સમ્યક્દર્શનને પામશે.

પ્રથમ યોગ્યતા પાત્રતામાં આવવું જોઇશે. પાત્રતાપૂર્વક યોગ્યતામાં આવીને પોતાના સ્વરૂપમાં ઢળી જાય અને પછી સ્વસંવેદનનો અનુભવ કરી જ્ઞાન, દર્શન ચારિત્રની આરાધના કરીને કેવળજ્ઞાન પામીને મોક્ષે જશે એ સંબધમાં કાલે કહેવાઇ ગયું કે ધર્માત્મા અને સસારી કોને કહેવાય? “सततं मूढे धम्मं नाभिजाणाइ” મૂઢ ધર્મને સદાય જાણતો નથી. અને જે ધર્મને સદાય જાણે છે તે સમ્યક્-દર્શની કહેવાય છે. એટલે સંસારી મોહી અજ્ઞાની જીવ સમય સમય કંઇક અનુભવે છે તો ખરો. તો શું અનુભવે છે? દુઃખદ માર્મિક સ્વસંવેદનને અનુભવે છે, અનંત આકુળતારૂપ દુઃખને અનુભવે છે. એક સેકંડ પણ આત્માની સુખતાનો અનુભવ કર્યોજ નથી અને જ્યાં સુધી આ દશામાં રહેશે ત્યાં સુધી સુખનો અનુભવ થશે નહિ. હવે બીજુ પડખુ તપાસ કરીએ ત્યારે સમ્યક્દ્રષ્ટિ જીવ શું અનુભવે છે, સુખદ ધાર્મિક સ્વસવેદન અનુભવે છે. આત્માના શાશ્વત સુખમાથી પ્રગટ થયેલું જ્ઞાન, દર્શન ચારિત્રમય સુખ અનુભવે છે તે સુખને સદાય લબ્ધરૂપે અનુભવે છે અને આ પ્રમાણે એવા મહાત્મા પુરૂષોની સ્વપરના કલ્યાણ માટેજ વાણી છુટે છે તે વાણીમા એમ

આવે છે કે અઢારે પાપમાંથી એક પણ પાપ કોઇપણ પ્રાણી સેવે નહિ. સંયમમય જીવન સર્વ ત્યાગમય જીવન તેજ સર્વ શ્રેષ્ટ જીવન છે.

એક નિરપેક્ષ આત્મતત્ત્વને સમજી જ્ઞાનદર્શનમય ધર્મમય જીવન આચરો. અનંતધર્મને ધરનારો એક ધર્મી તેના ધર્મને આચરો. ધર્મીના ધર્મને આચરવાથી દુઃખદ માર્મિક રાગદ્વેષના વેદન ટળી જાય છે, ને સુખદ ધાર્મિક સ્વસંવેદન અનુભવાય છે. હવે કોને આચરવાથી દુઃખ કે સુખ છે તો કહે છે કે સર્વજ્ઞ પ્રભુ કેવળજ્ઞાનિના આ અંતરસંવેદનને સમજવા આપણે પ્રયત્ન કરવાનો છે, એટલુંજ નહિ પણ પ્રયત્ન કરવોજ છે આ સમજ્યેજ છુટકો છે. તો તે માટે આપણે શુ કરવું જોઇએ ? તો સર્વ સર્વને આ પાર્થિવ દુનિયાને છોડી દઇને પોતાના અભ્યંતર અંતરપ્રદેશમાં જો આપણે આપણું સ્થાન જમાવીશું તો ત્યાં ખૂબજ શાંતિ છે, ખૂબજ આનંદ છે. સુખદ માર્મિક સ્વસવેદનને અનુભવાય છે અને સુખમાંથી ઉત્પન્ન થયેલી સ્વસ્થતા પણ ત્યાંજ છે. જરા મન હેઠું બેસાડીને વિચારો તો ખરા ! સંસારના સંકલ્પ વિકલ્પને છોડીને સંસારની આસક્તિને છોઠીને જરા શાંત ભાવે વિચારમાં તો પડી જા, આમ મનને હેઠું બેસાડી વિચાર ! વિચારમાં બેજ શબ્દ વિચારવાના છે કે દુઃખ શાથી અને શામાંથી ? આનો ખુલાસો બતાવે છે. ગાથા—

रागदोसे य दो पावे, पावकम्म—पवत्तणे ।
जे भिक्खू रुंभइ निच्चं, सेन अच्छइ मंण्डले ॥

એટલે રાગદ્વેષ બેય થાય છે ને તે બેય પાપ पापकम्मे प्रवर्ते પાપકર્મ પ્રવર્તક પણ તેજ છે. જે ભિખ્ખુ જે સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકાએ આ પાપને રૂંધી નાખ્યા તે જીવ દુઃખદ્ દુઃખદ્ માર્મિક સવેદન છોડીને સુખદ ધાર્મિક સ્વસંવેદનને અનુભવે છે. હે ગૌતમ તું જાણી લે કે અજ્ઞાન જેવું બીજું કોઈ દુઃખ નથી અને રાગદ્વેષ મિથ્યાત્વ સમાન બીજું કોઈ પાપ નથી. આનો ટુંકો અર્થ એ છે કે પાપથી દુઃખ છે અને પાપમાંથી દુઃખ જન્મે છે. જો તે રૂંધાઇ જાય તો પાપ કે દુઃખ થતાં નથી. જો દુઃખને જન્માવનાર પાપને રૂંધે તો દુઃખજ જન્મે નહિ. આમ જરૂર નક્કી કરી લેજો. માટેજ જ્ઞાનિઓ કહે છે કે કોઇ પણ પ્રાણી કોઈપણ પાપ ન કરો, પાપ ન કરો તો કોઇ દિવસ દુઃખ જન્મશેજ નહિ. (અનાદિનો હુ દુઃખની સંતતિનેજ જન્માવી રહ્યો છું હવે જૈનને તે શોભતું નથી) અમે કોલકરાર આપીએ છીએ કે દુઃખનો જન્મ થશેજ નહિ. પાપ છોડવા નથી અને દુઃખ જન્માવવા નથી એ બે કદી નહિ બને.

એમ જો દુઃખ એક સમસ્યા છે તો પાપ ત્યાગ તે સરળ ઉકેલ છે. કાળાના ધોળા થાય અને આ ન સમજાય તો કહેવું શું? માટે બેધડક કહીએ છીએ કે જ્ઞાનદ્રષ્ટિને જ આદર આપજો. હું કોણ છું? 'के अहं आसी ? 'सोहं सोहं' હવે હું કોણ છું? એ ઓળખાય તો ઓળખી લેજો. હું પોતે તો સ્થિર છું. જ્યારે પૂછો ત્યારે સ્થિર છું. છતાં ક્ષણે ક્ષણે બદલાયા કરૂં છું. (ખૂબજ ધ્યાન રાખજો) વીતરાગ માર્ગે ચડ્યા છે તેને તો ખૂબજ સમજવાનું છે.

મારી સામે કોઈ મલકતું કે કોઈ મુઝાતું મુખ આવે છે કે તરતજ હું તેને નિર્વિકાર ભાવે ઝીલું છું. (અરર ! આવું પોતાનું તત્વ કલ્પનાતિત છે) તે હું સોહું સોહું' વળી બીજું મને નથી કોઇ પ્રત્યે રાગ કે દ્વેષ પણ મારા પ્રત્યે રાગદ્વેષ રાખનારાં હોય છે છતાં હું સર્વ તરફ નિર્વિકાર છું. તે હુ 'સોહં' મારી સમક્ષ ખુબસુરત કે બેડોળ કાંઇ આકૃત્તિ આવે તેને હુ સ્થિતિ પ્રજ્ઞભાવે ઝીલી લઉં છું. (મારા પોતાના સ્વરૂપ સ્થિત પ્રજ્ઞાના ભાવેજ જોઉં છું) દુનિયાની આંખથી છુપા રખાતા આંસુઓ (ખૂબજ સમજજો) મે તો નિહાલ્યાજ છે. અહી હું કોણ છું ? કોણ છું ? મુખ પરના છાના ભાવ મારી છાતી પર છતા થયા છે એને પણ મેં મારી આનંદની મસ્તીમાં જાણ્યાજ છે. આની શ્રધ્ધા તો લાવો एगे चरित्ते હુ કદી સામો સવાલ કરતો નથી. સોહં જાણુવાનોજ મારો ભાવ– સવાલ જવાબ કરવાના મારા ભાવ નથી. એટલે મારામાં સર્વ કોઇ નાના મોટા ગરીબ તવંગર એ સર્વને પૂર્ણ વિશ્વાસ છે. (આ સમજણ કરીને વીતરાગ માર્ગે જશે તો તે કેવળ લઇ ગુરુ–ગુરુણી પહેલા પોતાના આત્માનું કલ્યાણ કરશે. અને તેને હું એક નિષ્ટપણે જાળવી રાખુ છું. મને કવિઓએ દર્પણનું કારણ દર્પણ કહેલ છે. પણ હું મારૂં પસંદ કરેલુ નામ ગૌરવપૂર્વક વધાવી લઉ છું. વધાવી લ્યો, આજનો દહાડો વધાવી લ્યો, કાલ કોણે દીઠી છે. મને તમે ઓળખતા હશો. લ્યો, લ્યો, હુજ સ્પષ્ટ ચોખવટ પાડીને કહી દઉં કે મારૂં નામ અરિસોજ છે. માટે

ઓળખાય તો ઓળખી લ્યો. એમાં જરાએ ઢીલ કરવા જેવું નથી.

હું આત્મા જ્ઞાન અરિસો છું, રાગ દ્વેષ મોહ કરવા તે મારો સ્વભાવ નથી. જે થાય છે તેને જાણીને મારા સ્વભાવ માં ઠરૂં. એ મારા જ્ઞાનના જ્ઞેય છે. એ જણાવે ને હું જાણું હવે મને ઓળખીને જે જીવ સ્વભાવમાં ઠરી જશે તેના રાગ દ્વેષ મોહ વિલય થઇ જશે. એ માટે શું કરવુ જોઇએ ? ખુબજ ધ્યાનમાં લેજો, એકજ વાકય જ્ઞાન પ્રગટાવી દયે છે કે યોગ્ય વિચારો દ્વારા (નહિ કે મનસ્વી વિચાર દ્વારા) અને જે વ્યક્તિ પ્રત્યે મને દ્વેષ પ્રગટ્યો છે તેના ગુણની કદર કરીને (જેમ ગોશાળાને ભગવાન પ્રત્યે દ્વેષ પ્રગટયો પણ મરતી વખતે વસ્તુને પામી ગયો, ભગવાનના બે સાધુને બાળ્યા, તેજુ લેશ્યા ફેંકી, કેટલો દ્વેષ, તેમ તેના તરફથી થયેલ ઉપકારની કૃતઘ્નતા પ્રગટાવીને મરતી વખતે ગોશાળાએ તેમના ગુણોની કૃતજ્ઞતા પ્રગટાવી અને વસ્તુને પામી ગયો અને ભવનો છેડો કાઢયો) તેમના પ્રત્યે પ્રેમ ધારણ કરવાથી ઇર્ષા વિલય પામી શકે છે, જરૂર વિલય પામી શકે છે કારણ કે પ્રેમ અને દ્વેષનું સહ (સાથે) અવસ્થાન શકય નથી. જ્યા પ્રેમ છે ત્યાં દ્વેષ નથીજ. આત્મા નિશ્ચયથી નિર્મળ છે. **एगे चरित्ते** કોઇ કોઇ દોષ તેમનો દેખાતો હોય તો કર્મ સયોગનો છે. કર્મનો સંયોગ દોષ પ્રગટાવી દેતો નથી. પણ પોતે કર્મના સંયોગમાં ભળીને કરે છે. હવે કર્મનો વિચાર ન કરતા તેની પાછળ રહેલા આત્માનો વિચાર કરીએ તો દરેક પ્રાણી

સમાન હોઈ "आत्मवत् सर्व भूतेषु" કોઇના ઉપર દ્વેષ ન થતાં પ્રેમજ આવે. આત્માનો વિચાર કરીએ તો સર્વ પ્રાણી સમાન હોઇ કોઈના ઉપર દ્વેષ ન થતાં (સર્વ જીવ છે સિધ્ધસમ જે સમજે તે થાય) પ્રેમ થાય અને દ્વેષ વિસર્જન થઇ જાય. સાચુ કહુ છું ઈલાયચીકુમારના દ્રષ્ટાંતથી સમજો. નટડી ઉપર મોહ પામીને તીવ્ર આસક્તિમાં આવીને પાપના ઉદયે નૃત્યકળા શિખ્યો અને નટડીને મેળવવા રાજા પાસે નાચ કરે છે બહારથી તો પગ થન થન થાય છે અને અંદરમાં મોહની પરિણુતી નાચી રહી છે. હવે જેના પ્રત્યે તેને મોહ છે તેના પ્રત્યે તે નટડી પ્રત્યે રાજાને પણ મોહ જાગ્યો છે, રાજાની પણ તીવ્ર અસક્તિ છે. રાજા તે નટનું મરણ ઈચ્છે છે. અને નટડીને ઇચ્છે છે નટ પણ નટડીને લેવા ઇચ્છે છે. બને મોહમાં પડયા છે. હવે આ મોહના યોગે રાજા ઇલાયચીકુમારનું મરણ ઈચ્છે છે. જોઇ હયો, આ પાપની પરિણુતિનો નાચ કે રાજાએ કુમારનો નાશ ઈચ્છયો, આ બાજુ ઇલાયચીકુમાર મોહમાં પરેલો હોવાથી રાજાને ખુશી કરવા નાચી રહ્યો છે, ત્યારે રાજા તેનું મરણ ઈચ્છી રહ્યો છે (અરે ગુરૂને ખુશી કરશો તો કલ્યાણ થશે) પણ ઇનામ આપતો નથી. ઇલાયચીકુમાર આ સમશ્યા સમજી ગયો, ઉકેલ કરવાનો છે કે જેનો અર્થી હુ છું તેનોજ અર્થી રાજા છે, આમ છતાં પણ રાજાનું ઈનામ મેળવીને પોતાની ઇચ્છા પૂર્ણ કરવા ઇલાયચીકુમાર એકવાર વધુ વાંસ ઉપર ચડે છે. રાજા ઇનામ આપે અને મને નટડી મળે છતાં સમજી તો ગયાજ છે કે જેનો અર્થી

હું છું તેનોજ અર્થી રાજા છે. રાજા પણ તેને ઇચ્છે છે અને હું પણ તેને ઇચ્છુ છું.

હવે વાંસ ઉપર શુ બને છે. એક બાજુ સામે એ સુંદર ઘરમા એક પદ્મિની જેવી રૂપના અંબાર જેવી સ્ત્રી મોદકનો થાળ ભરીને સામે સાધુ પધાર્યા છે તેને વહોરાવવા આગ્રહ કરે છે વિનતિ કરે છે. સાહેબ લ્યો. બહુજ આગ્રહપૂર્વક કહે છે પધારો સાહેબ મોદક લ્યો પણ મુનિ તે દિવસે મોદકને મિષ્ટાનનો ત્યાગ હોવાથી મોદક લેવાની ના પાડે છે. હવે વિચારો રમણીનું મોહકરૂપ અને મોદકની મીઠાસ મુનિને લોભાવી શકતા નથી. મુનિને તેની પરવા નથી. એક બાજુ રાજા અને નટ અને આ બાજુ મુનિ અને સ્ત્રી પણ મુનિની દ્રષ્ટિ અતિ પ્રશાંત છે, સૌમ્ય છે તે દ્રશ્ય ઇલાયચીકુમારે વાંસ ઉપર જોયું. એ જોતાજ ઇલાયચીકુમાર વિચારે ચડે છે અને વિચાર આવે છે કે આ પણ માનવી છે ને હું પણ માનવી છું, પણ કયાં તે અને કયા હું, કયાં એની પ્રશાંત દ્રષ્ટિ અને કયા મારી અતિભોગ દ્રષ્ટિ, કયાં તેમની સ્વરૂપ શુધ્ધિ અને કયાં મારી ભોગ-વૃધ્ધિ, આવી રીતે ભેદ જ્ઞાન કરે છે. કયાં મુનિનો નિર્વિકાર ભાવ અને કયાં મારો વિકારી ભાવ, કયાં તેમની સ્વરૂપમાં નિશંક રૂચિ, અને કયા મારી વિષયભોગમાં તીવ્ર રૂચિ એમણે શરીરને સંયમનું સાધન બનાવ્યુ મેં શરીરને ભોગનુ સાધન બનાવ્યુ. કયાં મુનિનો સ્વરૂપ સ્થિરતાનો ભાવ અને કયાં મારો ભોગ ભોગવવાનો લક્ષ, કયાં એ મુનિ, કયાં હુ ? સોળે શણગારથી સજ્જ અને રૂપવત એવી પદ્મિની મુનિ સામે હોવા છતાં મુનિની એ

ફૂંવાટી પણ ફરકતી નથી અને મોદક વહોરાવવાનો આગ્રહ છતા મુનિ ના પાડે છે. આ તો મુનિશ્રીજ બને અને કેટલો મોહ ઉપર કાબુ ? સુખદ માર્મિક સંવેદન કરનાર આ મુનિ કેવા હશે ? મન, વચન, કાયા ઉપર કેટલો કાબુ હશે ? ઈન્દ્રિયોના ગુલામ હોય તે તો કહે કે આવી પદ્મિની અને આ મોદક લઈ લ્યો, કાલે કામ લાગશે. ક્યાં મુનિની નિસ્પૃહતા અને કયા મારી ભોગ લાલસા ? હવે પોતા તરફ દ્રષ્ટિ દઈ ઈલાયચીકુમાર વિચારે છે કે મને કમજાતને નટડી ગમી અને એને મેળવવા ખાતર મેં મારા કુળને લજવ્યું ! ધન્ય છે એ મહાત્માને અને મને કોટાનુંકોટી ધિક્કાર છે. આ વિચાર માળામા પોતે ધ્યાને ચડ્યા અને દર્શન શ્રેણી માંડી. ત્રણ પ્રકારની શ્રેણી છે. દર્શન શ્રેણી, ઉપશમ શ્રેણી અને ક્ષાયક શ્રેણી. ચોથા ગુણસ્થાને દર્શન શ્રેણી અને આઠમાં ગુણ સ્થાને બે શ્રેણી ઉપશમ અને ક્ષાયક, શ્રેણી માંડીને પ્રત્યક્ષ શ્રદ્ધાને પામી ગયા, સામે નિમિત્ત પણ સાચુજ હતું. જીવ અગિયારમે ગુણસ્થાને જાય ને જો આયુષ્યનો બંધ ન પડ્યો હોય તો દેવલોકમાં જાય અને પાછો ફરે અને ક્ષાયક શ્રેણી માંડે તો કેવળ લઇને મોક્ષે જાય. અને પડવાઇ થઈ પાછો ફરે અને આઠમે ક્ષયક શ્રેણી માંડે તો તેજ ભવે મોક્ષ જાય. જુઓ તો ખરા ! સમ્યક્દર્શનને પામી જતાંજ આખા સંસાર પ્રત્યેનો દ્રષ્ટિમાથી મોહ છુટી ગયો અને વાંસ ઉપરથી નીચે ઉતર્યા, અને જે માર્ગે મુનિ જાય છે ત્યાં તેમની પાછળ તેજ માર્ગે ઇલાયચીકુમાર

પણ ચાલ્યાં, તેમને ચાલ્યા જતાં જોઇને પેલી નટડી પણ મનમાં સમજી ગઇ કે આનો જ્ઞાનગર્ભિત વૈરાગ્યને પામ્યા છે અને પામતાજ મને છોડીને ચાલી નીકળ્યા, ધન્ય છે એમને! આ વિવેકદ્રષ્ટિ જાગતાં નટડીના ઉદ્‌ગારો નીકળી પડે છે, અરે! ધિક્કાર છે આ સંસારને અને ધન્ય છે તેમને! નટડી પણ તેજ માર્ગે ચાલી નીકળી! હવે રાજાની રાણીઓ વિચાર કરે છે કે જેની સેવા માટે આખી જીંદગી ઘસી નાંખી તે રાજા આ કજાતને ચાહે છે એથી એના વિચારના જોરે એ રાણીઓ પણ અન્યત્વ (આ જગતમાં કોઇ કોઇનું નથી) ભાવનામાં ચડતા જ્ઞાન-ગર્ભિત વૈરાગ્યને પ્રગટ કરી તેજ માર્ગે ચાલી નીકળી. બધાય તીર્થંકર પ્રભુના સમવસરણમાં ગયા. ત્યાં ભગવાને 'धम्मो' કહ્યો, હવે તે આત્માઓ કેવી રીતે ઝીલશે અને આત્મા તરફ વળીને સ્વરૂપમાં સ્થિર થતાં કેવી રીતે સિધ્ધપદને પામશે તે બધાય ભાવભેદ અવસરે—

---

## વ્યાખ્યાન ૩૦ મું.

### સં. ૨૦૧૫ના પોષ સુદી ૧૧ સોમવાર તા. ૧૯-૧-૫૯

સિદ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ તે સિધ્ધાંત. પહેલું ઠાણું ઠાણાંગ સિધ્ધાંત તેનું પહેલું ઠાણું एगे चरित्ते આત્મા એક, તેનું જ્ઞાન એક, દર્શન એક અને ચારિત્ર પણ એક-તે નિરપેક્ષ તત્વ છે તેના લક્ષે જ્ઞાન, દર્શન, ચરિત્રરૂપ

વર્તમાન પર્યાય પ્રગટી તે સાપેક્ષ ચારિત્ર છે તે નિરપેક્ષના લક્ષે ઉપયોગના જોરે એકજ ભાવ છુટે છે. તે જ્ઞાન, દર્શન ચારિત્રરૂપ મોઘા રતનના કરજો જતન, રત્ન શું ? અને જતન શુ ? રતનનો જાતનનો કરનાર કોણુ ? રત્ન આત્મા છે, જૈન શાસ્ત્રમાં ત્રણુ રત્ન છે. સમ્યક્‌જ્ઞાન, દર્શન અને ચારિત્ર, આ ત્રણે રત્નનું જો જતન કરે તો તે આત્મા સિધ્ધપદને પામી જાય. પોતાનું જતન અને સાથે ત્રણુ રત્નનું જતન કરવા માટે ગુરુ-ગુરુણીની નેશ્રા લેવી પડે છે. તે નેશ્રમાં રહીને આત્મહીત કરે છે, પણુ આત્મા પોતેજ જ્ઞાન, દર્શન, ચારિત્ર ત્રણુ રત્નમય છે અને તેનું જતન એટલે જયણા-સાધક જીવ કરે છે. ગાથા—

जयं चरे जयं चिट्ठे, जय मासे जयं सऐ ।
जयं भुजन्तो भासंतो, पावकम्मं न बंधई ॥

જે વીતરાગ માર્ગે નીકળવાની તૈયારીમાં છે, તેમને એકજ ભલામણુ છે કે તારા આત્માનું તું ગુરુ-ગુરુણીની નિશ્રામાં રહીને જતન કરજે અને આત્માના રહેલા ત્રણુ રત્નનું પણુ જતન કરજે અને શાશ્વતપદને પામજે. શાશ્વતપદ જો પોતાના રત્નના જતનથી પ્રાપ્ય થતું હોય તો તેના જેવું એકે શ્રેષ્ટ નથી. દીક્ષા કોને કહેવાય ? દીક્ષા શું ચીજ છે તે પહેલાં ધડાકે સમજવું જોશે ! કપડાં બદલવાથી દીક્ષા નથી. (૧) પણુ સાધક સાધ્યભાવે આત્મામાં ઠરી જવું તેનું નામ તે દીક્ષા છે. (૨) બહારના સંયોગભાવથી છુટી સ્વરૂપમાં સ્થિર થવું તેનું નામ તે દીક્ષા. (૩)

જ્ઞાતા દ્રષ્ટા ભાવે સ્થિર થવું તેનું નામ તે દીક્ષા, (૪) રાગદ્વેષના મૂળને ઉખેડીને સ્વરૂપ લક્ષે ઠરવું તેનું નામ દીક્ષા. (૫) રાગદ્વેષના હરીઆળા ક્ષેત્રને ઉલ્લંઘીને વીતરાગ માર્ગે પ્રયાણ કરવું તેનું નામ દીક્ષા. (૬) દશ દ્રવ્ય દિશા અને ભાવ દિશાને ઉલ્લંઘીને પેલી પાર રમવું તેનું નામ તે દીક્ષા. (૭) જ્ઞાન દર્શન ચારિત્રને આરાધીને સ્વ સ્વરૂપમાં સ્થિર થવું તેનું નામ તે દીક્ષા. (૮) સાધ્ય સાધકભાવે રહેવુ તેનું નામ તે દીક્ષા.

જ્ઞાન, દર્શન ચારિત્રનું શું કાર્ય છે ? જે જેનું કારણ છે તેજ તેનું કાર્ય છે. આમ કાર્ય કારણને સમજીને જે જીવ આરાધના કરશે તે અનંતસુખને પામશે. જે જીવ રત્નને પામ્યો છે તે જીવ ચોથા ગુણ સ્થાનકથી ઉપર ચડેલો છે. આવો જીવ રત્નના રક્ષણ કરાવવાને માટે શ્રીકૃષ્ણ ત્રિખંડાધિપતિ નગરમાં ઢંઢેરો પીટાવે છે કે 'મારી નગરીમાંથી કોઇ પણ જીવ પોતાના વતન પહોંચવા માટે દીક્ષા લેવાની ભાવના હોય તો જરૂર નેમ પ્રભુની પાસે દીક્ષા લેજો" અને સાથે સાથે કહેવરાવ્યું કે "જે કોઇ દીક્ષા લેવા નીકળશે તેની પાછળ રહેલા યુવાન કે વૃદ્ધો રહેશે તેની સારસંભાળ મારા રસોડે કરીશ (તમોને પૈસા મલ્યા છે તો વીતરાગતાની જાહોજલાલીમાં ખર્ચો, ખર્ચો, ! અને ન ખર્ચી શકો તો તે ધનને બોળી દ્યો ઉંડા કુવામાં) ઘરડા અપંગ માબાપ હશે કે બાળ બચ્ચાં હશે બધાની સંભાળ મારા રસોડે થશે માટે નીકળો નીકળો એમ જાહેરાત કરે છે."

શ્રીકૃષ્ણ વાસુદેવ તો તેનાથી તીર્થંકર નામ કર્મની

પ્રાપ્તિ કરી તેજ શ્રીકૃષ્ણ પ્રાણુથી પ્યારી રાણીઓ અને પ્રદ્યુમ્નાદિ પુત્રો પાસે આવીને ઢંઢેરો પીટાવે છે કે નીકળો નીકળો! જેને નેમ નાથ ભગવાનની સમીપે જો તમારા રતનનું જતન કરીને વતનને પામતા હોય તો નીકળો. એમાં સાર એ નીકળ્યો કે જ્યાં તેમણે નગરીમાં પડહુ પીટાવ્યો. તે ભલાને શુભ ભાવથી તેમણે પુણ્ય આ બાંધ્યું અને અંતે ઉરમાં ઢંઢેરો પીટાવ્યો ત્યા તેમણે પોતાના શરીર પ્રત્યે મગની સગવડતાને જતી કરી. શરીર પ્રત્યેના રાગને ટાળ્યો. અંદરમાં જ્ઞાન, દર્શન ચરિત્રના જોરે તેનથી નિર્જરા થઈ અને ગામમાં ઢંઢેરો પીટાવ્યાના ભલા ભાવથી પુણ્યાનુબંધી પુણ્યને લઈને તીર્થંકર નામકર્મ બાંધ્યું. તે આવતી ચોવીસીમાં બારમા તીર્થંકર થઈને કેવળ જ્ઞાન પામીને મોક્ષમાં જશે જે જીવનને દેવો પણ ઇચ્છી રહ્યા છે, તેવું માનવ જીવન આપણને પ્રાપ્ત થયું છે. તો આ માનવ જીવનની સાર્થકતા તો ત્યારેજ છે કે સમ્યક્જ્ઞાન દર્શન ચારિત્રની આરાધના કરી જે જીવ પોતાના આત્મરત્ન સહિત ત્રણ રત્નના જતન કરશે તે જીવ જરૂર પોતાના વતન સિધ્ધપદ, શાશ્વતપદ પામીને મોક્ષનગરે પધારશે.

---

## વ્યાખ્યાન ૩૧ મું

### સં. ૨૦૧૫ પોસ સુદી ૧૫ શુક્રવાર તા. ૨૩-૧-૫૯

સિધ્ધનથી જ્ઞાનિઓએ સમજાવ્યા પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નામ તે સિધ્ધાંત અંગી દાગુ.ગ સિધ્ધાંત પડેલું ઠાણું एगे चरित्ते આત્મા એક, તેનું

જ્ઞાન પણ એક, દર્શન પણ એક, ચારિત્ર પણ એક એવા અખંડ અભેદ આત્મા તેનો આત્મા પણ એક છે. તેનું જ્ઞાન એક સ્વતંત્ર અને સ્વાધીન છે પરતંત્ર અને પરાધીન નથી. એટલે આત્માના રત્ન ઉપર કોઇની સત્તા નથી અને આત્માના જ્ઞાનને બીજા કોઇની મદદની જરૂર પણ નથી. આત્માનો પરિપૂર્ણ જ્ઞાન સ્વભાવ જ્યારે પૂંગો ત્યારે બધાય પર પદાર્થથી સદાય જુદોજ છે. સમજો તો ખરા, આત્માનું જ્ઞાન આત્મામાં છે. અન્યમાં નથી જ્યાં જે હોય ત્યાં તેજ હોય. અને જ્યાં જે ન હોય ત્યાં તે ત્રણકાળમાં ન હોય. આત્મા પોતેજ જ્ઞાન છે. જે ગાથા—

"जे आया से विन्नया, जे विन्नया से आया"

આત્મામાં પરિપૂર્ણ જ્ઞાન સદાય છે, છેને છેજ અને પરમાં જ્ઞાન જરાએ નથી. એટલે જ્ઞાન આત્મામાંથીજ થાય છે. દુનિયા સમજતી નથી. પરથી જ્ઞાન થતુંજ નથી. નિર્ણય કરી લેજો કે આત્મા પોતેજ જ્ઞાન છે તેની સ્વતંત્રતા ઉપર કોઇની સત્તા નથી. ધીરો થા. તારૂં અનંત જ્ઞાનપણુ પરિણામીપણુ તેવું જે જ્ઞાન તેના ઉપર કોઇની સત્તા નથી અને તારી જ્ઞાનપણાની ક્રિયાને કોઈની જરૂર નથી, કોઇની મદદની પણ જરૂર નથી આત્મા તો જે પરિપૂર્ણ જ્ઞાન સ્વાભાવી છે તે દરેક દ્રવ્યોથી તેમજ અનંતજીવો બધાયથી જુદો છે. તારો સ્વતત્રજ્ઞાન સ્વભાવ તેને એકવાર ઓળખનો ખરો, તેનો આનંદ અનુભવતો ખરો. તેનો સ્વાદ એકવાર જોણુ લીધો, તેના જન્મ મરણનો અંત આવી જાય છે. જન્મ-મરણ

ટળી જાય છે. આત્માનું જ્ઞાન આત્માંજ છે તે અન્યમાં નથી એનો અર્થ એ થયો કે આત્મા પોતે જ્ઞાન જ્યોતિમયજ છે.

આત્મામાં પરિપૂર્ણ જ્ઞાન છે તો પરમાં જ્ઞાન છેજ નહિ. એટલે જ્ઞાન આત્માથીજ થાય છે. પરથી થતું નથી. તેનું સચોટ કારણ એજ છે કે આત્મા પોતેજ જ્ઞાન છે અને આત્મા પોતેજ જ્ઞાનનું સ્વયં કારણ છે, અને આત્મામાં પુરેપુરૂં જ્ઞાન છે તો પરમાં જરાએ નથી. આમ સ્વથી અસ્તિ અને પરથી નાસ્તિ એમ અસ્તિ નાસ્તિરૂપ પુરો સ્વભાવ બતાવ્યો. વારંવાર પડકાર કરીને કહીએ છીએ કે તારો આત્મા જ્ઞાનથી પુરેપુરો છે. જો તારો આત્મા તારા પોતાના જ્ઞાનથી પુરો છે તો પરની શું આશા રાખવી? માટે જ્ઞાનને પરનું જરાએ અવલંબન નથી. ત્યારે કોનું છે? તો પોતાના આત્મ સ્વભાવનું અવલંબન છે. આ વાતને જરાએ ભૂલવા જેવી નથી. ગાથા—

एगो मे सासओ अप्पा नाणं दंसण संजुओ ।
से सा मे बाहिरा भावा, सव्व संजोग लखणा ॥

એગોમે સાસઓ કહેતાં હું એકજ આત્મા છું, નાણું દંસણ સંજુઓ– જ્ઞાન દર્શન તે સારૂં લક્ષણ છે. તે સિવાય (સેસામે બહિરાભાવા) બધાય બહારના ભાવ છે. અને તે સંયોગભાવ છે. જેને પોતાના આત્માનું અવિનાશી હિત કરવું છે તેણે શુ કરવું જોઇએ? પ્રથમ તો આત્મા જ્ઞાન સ્વરૂપ– જ્ઞાન અને આનંદજ તેનો સ્વભાવ છે.

તેજ તેના લક્ષણ છે. પરથી અને વિકારથી આત્મા તદ્દન જુદો છે. એવી આત્માની અભ્યંતર પ્રતીતિ શ્રધ્ધા ન થાય ત્યાં સુધી શરીર, પૈસા, ઘરબાર, કુટૂંબ કબીલો, માલ-મિલ્કત, સ્ત્રી છોકરાં વિગેરેમાંજ હિતબુધ્ધિ પેસી ગઇ છે તે ટળેજ નહિ. અને ટાળ્યા વિના છુટકોજ નથી. તમારા પૂર્વના પુણ્યે સંતના સમાગમ તો મલ્યા છે, તે એવા છે કે એક અવતાર કરીને મોક્ષે જવાય તેવા નિમિત્તો મલ્યા છે. પણ આત્મા જાગે તોને ? જાગનાર તો આત્માજ છે ને ? જ્ઞાન આનંદમય મારો સ્વભાવ છે. જ્ઞાતા, દ્રષ્ટા અને જ્ઞાન ઠરવ પણુ તે મારો સ્વભાવ છે અને પરથી ભિન્ન છે, જુદો છે, જ્યાં સુધી પરમાં હિતબુધ્ધિ સુખબુદ્ધિ છે, આનંદબુધ્ધિ, છે, લાભ અલાભની બુધ્ધિ છે, તો જ્યાં સુધી આ બુદ્ધિ ટળે નહિ ત્યાં સુધી સ્વભાવને ઓળખવાનો અને રાગદ્વેષ ટાળીને સ્વમાં કરવાનો સત્ય પુરૂષાર્થ તે જીવ કરેજ નહિ. માટે પોતાનું હિત કરવાની ઇચ્છાવાળા જીવોએ આત્માનું સ્વરૂપ શું છે ? લક્ષણ શું છે ? મારો આત્મા સ્વયં કઇ જાતનો છે, અને મારા આત્માને કોની સાથે એકતા અને કોનાથી જુદાઇ છે તે જાણવુંજ જોઇએ. ગાથા—

सोचा जाणइ कल्लाणं सोच्चा जाणइ पावगं

જાણનાર જણાવે છે જાણનારો જાણી લે છે. જરૂર તું જાણી લે, તારો આત્મા તે જ્ઞાનમય છે, તે જ્ઞાન, તં સુખ તે આનંદ, તે વીર્ય, તે શ્રદ્ધા વીગેરે સાથે એકમેક છે અને શરીર, ઘૈગં છોકરાં, કુટૂંબ, કબીલો વીગેરેથી સદાય જુદાઇજ

છે. અરે ! એટલી વાત કરીને જ્ઞાની અટકતા નથી પણ પરલક્ષે જે રાગદ્વેષની પરણુતિ થાય છે તેનાથી પણ ખરેખર જુદોઇજ છે. તે જ્ઞાન સ્વભાવી આત્મા સદાય પરથી જુદો જુદો ને જુદોજ છે. માની લે ભાઈ માની લે ! તું શ્રધ્ધાપૂર્વક માની લે શ્રધ્ધા વિનાની તારી માન્યતા ભવભ્રમણુમાં ભટકાવે છે. પરથી જુદો છે એમ કહેતા આત્મા પોતાના સ્વભાવથી પરિપૂર્ણ સ્વાધીન અને પરના આશ્રય વગરનો નિરાવલંબી સિધ્ધ થાય છે. જેવો છે તેવો સિદ્ધ તો એકવાર કરી લે. હવે આત્માના આનંદને માનવો ને પછી માણવો, અનુભવવો તેજ હિતનો ઉપાય છે. માને તે જાણે. આત્મામાં ઉધાઇ છે ત્યાં સુધી તે માને નહિ, જે જાણે તે માને અને માને તે જાણે તેજ હિત છે, કલ્યાણ છે મંગલ છે. તેજ કલ્યાણ છે તેજ ધર્મ છે. ગાથા–

" धम्मो मंगलमुक्किठं "

દરેક આત્મા પરિપૂર્ણ જ્ઞાન સ્વરૂપ શ્રધ્ધા, જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ સ્વરૂપ છે અને એજ ધર્મ છે. એજ માંગલિક છે. આમ છે તો પછી આ શરીર તે હું નહિ, હું તો આત્માજ છું મારો આત્મા જ્ઞાનથી પરિપૂર્ણ છે તે પરથી જુદો છે. મારા આત્માના જ્ઞાન કે આનંદ માટે કોઇપણ પર ચીજની જરૂર નથી. આ પ્રમાણે પોતાના જ્ઞાન સ્વભાવી આત્માનો સ્વીકાર કર્યા વિના, પ્રમાણ કર્યા વિના જીવ ધર્મને કઇરીતે પામી શકે ? 'ગુરૂના આદેશ ને તો સ્વીકારો.

આત્મસ્વભાવ સર્વ જીવોને સમજાય તેવોજ છે, દરેક

જીવોને સુખશાંતિ અને કલ્યાણને માટે આવો આત્મ સ્વભાવજ સમજવાનો છે. તે અહિંઆ સમજાવે છે. આત્મા કેવળ જાણનાર અને દેખનાર છે. કેવળ જ્ઞાતા અને દ્રષ્ટા એવો આનંદ સ્વભાવી આત્મા છે તે સમજવામાં દ્રવ્ય શ્રૂત છે. સર્વજ્ઞ ભગવાનની દિવ્ય વાણી અને સદ્‌ગુરૂનો બોધ, સૂત્રોના શબ્દો તે બધાય દ્રવ્ય શ્રૂત છે. સાક્ષાત્ કેવળી ભગવાન કે સદ્‌ગુરૂ કે શાસ્ત્રના લક્ષે જે જ્ઞાન થાય છે તે દ્રવ્યશ્રૂત છે. બત્રીસ શાસ્ત્રો તે પણ દ્રવ્યશ્રૂત છે. પણ જીવ જ્યારે અખંડ ત્રિકાળી સ્વભાવ તરફ વળીને પોતાનું સ્વરૂપ જેવું છે તેવું સાચે સાચું સમજે ત્યારે દ્રવ્યશ્રૂતને નિમિત્ત કહેવાય. નક્કી કરી લેજો કે આત્મા પોતેજ જ્ઞાન સ્વભાવી છે અને પોતાના જ્ઞાન સ્વભાવ વડેજ જણાય છે. જાણવાનો પોતાનોજ જ્ઞાન સ્વભાવ છે. એ જ્ઞાન સ્વભાવ દ્વારા જ્યારે પોતે પોતાને જાણે ત્યારે તે પોતાના જ્ઞાનને પ્રમાણ જ્ઞાન કે સત્યજ્ઞાન કહેવાય છે.

વર્તમાન વર્તતી જ્ઞાન પર્યાય દ્વારા, પોતે પોતાના આત્મામાંજ એકાગ્રતા કરે ત્યારેજ તેને ધર્મ થાય, સમ્યક્‌-દર્શન ધર્મ થાય. માગલિક થાય છે. આજે માંગલિકનો દિવસ છે. મહાસતીજી બધાયે પધાર્યા છે અને ઉત્કૃષ્ટ માંગલિકનો દિવસ છે અને અભિનંદનના તારો આવ્યા છે પૂર્વના પુણ્યોથી મળેલા ભોગોને ગુરૂણીની પાસેથી સાચી સમજણ કરીને મોઢાના બળખાની માફક ફગાવી દે છે. ભરત ચક્રવર્તીને છ ખંડ હતા, ચોસઠ હજાર રાણીઓ હતી

વળી તે આજ્ઞાંકિત છે કે મોઢામાં બળખો આવે તો તે ચોસઠ હજાર રમણીઓનો હાથ લંબાય છે, છતાં છોડીને નીકળી ગયા. શું પદ્દમાબેનનને રોકવા તેમના માતાએ તથા ભાઇઓએ થોડી મહેનત કરી હશે? જરૂર ઘણી મહેનત કરી હશે, પણ તેમને જ્યારે સમજાયું કે હવે આ રોકાય તેમ નથી ત્યારે તેમની દ્રષ્ટિમાં થયું કે ભલે તે જશે તો તે વીતરાગ માર્ગે જઇને જરૂર આત્માનું કલ્યાણ કરશે, આવીરીતે રાણીઓના હ્રદયમાં પણ ખાત્રી છે કે આ વૈરાગ્યનું પુનજી છે તે ક્યારે ફગોવીને વીતરાગ માર્ગે જશે તે કહી શકાય નહિ, જરૂર તે વીતરાગ માર્ગે જશે.

આવા આત્મધર્મને સમજીને જે જીવ સ્વરૂપમાં ઠરશે તેનું અવિનાશી કલ્યાણ થશે. બીજા ભાવભેદ ઘણા છે તે અવસરે—

---

## વ્યાખ્યાન ૩૨ મું

### સં. ૨૦૧૫ ના પોષ વદી ૧ને શનિવાર તા. ૨૪-૧-૫૯

સિધ્ધાંતથી જ્ઞાનિઓએ સમજાવ્યા, પરિપૂર્ણ જ્ઞાનમાં નિર્ણય થયેલું અબાધિત તત્ત્વ તેનું નાંમ સિધ્ધાંત. અહીં ઠાણાંગ સિધ્ધાંત પહેલું ઠાણું તેની વાત ચાલે છે દશ ઠાણાંગમાં પહેલું ઠાણું ‘ एगे चरित्ते ’ ચારિત્રનો વિષય ઉપાડ્યો હતો પ્રસગ પણ એનોજ હતો અને આજે તે ચારિત્રની પૂર્ણતા થવાની છે.

જ્ઞાન, દર્શન, ચારિત્રમય આત્મા એક નિરપેક્ષ તત્ત્વ છે અને જે સમજે અને પર્યાયમાં જે જ્ઞાન દર્શન

ચારિત્રનો ઉત્પાદ થાય તેને સાપેક્ષ ચારિત્ર કહેવાય છે. ગૃહસ્થાશ્રમમાં રહેવા ગૃહસ્થોએ પણ સામાયિકમાં **एगो चरित्ते** નું સ્વરૂપ વિચારવું જોઇએ. એટલે આત્મા એટલે શું ? દ્રવ્યથી ક્ષેત્રથી કેટલો છે ને કાળથી આત્મા કેટલો છે અને ભાવથી તેનામાં જ્ઞાન કેટલું છે ? એટલે સામાયિકમાં દરેકે આ પ્રશ્ન પૂછવાંજ જોઇએ ત્યારપછી બળ, વીર્ય અને પરાક્રમ આત્મામાં કેટલું છે ? ત્યારપછી તે આત્મા સ્થિર છે કે અસ્થિર, ત્યારબાદ તેને તે આત્મામાં ધ્રુવ છે કે અધ્રુવ છે ? ત્યારપછી નામથી, સંખ્યાથી અને લક્ષણથી અને પ્રયોજનથી પણ મારા આત્માનું સ્વરૂપ કેવું છે એ વિગેરે વિષયોનો વિચાર સામાયિકના અર્થીને આવશ્યક બની જાય છે દેશ વિરતિ અને સર્વ વિરતિ સામાયિકવાળા બંનેને આ આવશ્યક છે.

આત્માને સમજવાને માટે પહેલાં શરીરને સમજવું પડશે, તમે શરીરને સમજ્યા છો ? ખૂબજ ધ્યાન રાખજો કારણ કે મોટા ભાગના જીવોને પોતાના શરીરમાં આત્મ-પણાની બુધ્ધિ હોય છે. હવે જ્યાં સુધી શરીરના નામમાં, શરીરમાં અને શરીરના સબંધીઓમાં આત્માપણાની બુદ્ધિ છે, ત્યાંસુધી જીવ સામાયિક ધર્મનો અધિકારી બની શકતો નથી. શરીર આદિ અને અંતવાળુ છે. શરીર માતાના પેટમાં (માતાના લોહી અને પિતાના વીર્યના) રોટલા ખાઇને બન્યું છે અને આત્મા ચેતન છે. શરીર મૂર્ત છે આત્મા

જ્યારે પૂછો ત્યારે અમૂર્ત છે. શરીર ઈન્દ્રિયગ્રાહી છે. ત્યારે આત્મા—

"नो इन्द्रियग्गेजम्क अमूत्तभावा અતીન્દ્રિય છે તે તો અનુભવ ગ્રાહ્ય છે, શરીર પર છે, અને આત્મા સ્વ છે. શરીરમાં મમત્વબુધ્ધિ થાય છે ત્યારે આત્મામાં સોહંબુદ્ધિ થાય છે, શરીર એક છે, આત્મા અનેક છે આત્મા એક છે. एगे आया શરીર ભોગ્ય છે આત્મા ભોગતા છે શરીર વિનાશધર્મવાળુ છે, આત્મા અવિનાશી છે. શરીર રોગ, જરા ને મરણના સ્વભાવવાળું છે. આત્મા અજર અમર અરોગી છે. શરીર કર્મજનિત છે, આત્મા અજન્મ છે. કર્મ બાંધ્યા છે તો જન્મ છે. અજન્મ એવો આત્મા ધ્રુવ છે, નિત્ય છે, શાશ્વત છે.

એ રીતે શરીર અને આત્મા બંનેનો સ્વભાવ તેમજ શરીર ભિન્ન છે એક નથી, સામાયિકના અર્થીને આ સ્વરૂપનું ચિંતન આવશ્યક છે એવું જ્ઞાન થવું તે સામાયિક ધર્મની યોગ્યતાને પામવાનું પ્રથમ સોપાન, પગથિયું છે. હવે વ્યવહારથી (સામાયિકમાં જરૂર આ ચિંતવજો) કહે છે આત્મા દેહ નથી પણ દેહમાં રહેલો દેહી છે, શરીર નહિ પણ શરીરી છે. હવે શરીર તે આત્માને રહેવાનું ઘર ધ. આત્મા એ ઘરમાં વસનારો ઘરનો સ્વામી છે. જેમ ચક્રવર્તિ છ ખંડનો ધણી કહેવાય છે. તેમ ઇદ્રિયો શરીર રૂપ ઘરનાં બારી બરણાં છે. મન અને બુધ્ધિએ ઇંદ્રિયોથી પણ સુક્ષ્મ . મનને દૂર દર્શક યંત્ર પણ કહી શકાય, તો

બુધ્ધિને સુક્ષ્મદર્શક યંત્ર કહી શકાય. પરંતુ આત્મા તે બંનેથી પર અને જુદો છે. તે દૂરથી પણ દૂર અને સૂક્ષ્મથી પણ સુક્ષ્મ અને જાણવાની શકિતવાળો આત્મા છે. શરીરમાં કે ઇન્દ્રિયોમાં મનમાં કે બુધ્ધિમાં જોવાની કે જાણવાની (સમજો શું કહેવાય છે.) ચાલવાની કે વ્યવસ્થિત કાર્ય કરવાની શકિત છે તે પોતાની નહિ પણ આત્માની ઉછીની લીધેલી છે, એમ વ્યવહારે કહેવાય છે પણ નિશ્ચયથી દરેક દ્રવ્ય, દરેક ગુણ, દરેક પર્યાય પોતપોતાનું કાર્ય સ્વતંત્રપણે કર્યાજ કરે છે. દ્રષ્ટામાં દ્રષ્ટિ દે. પોતાના ત્રિકાળી સ્વરૂપની સામી દ્રષ્ટિ કરે તોજ તેની (આત્માની) કિંમત સમજાય તેમ છે. માટે આત્મા કેટલો છે, કેવડો છે, કયાં છે? શું કરવું જોઇએ?શું કરી રહ્યો છે? વિગેરેનો વિચાર પોતે સ્વતંત્ર કરે તો થાય છે.

સામાયિકના અર્થીને આ વિષય વિચારવાની આવશ્યકતા છે. અને જરૂર વિચારવાની જરૂર છે. જન્મ અને મૃત્યુ એ સંસારની અનિવાર્ય ક્રિયા છે. અને એ ક્રિયા અવિરત (એક સમયનો પણ વિસામો ખાધા વિના) ચાલ્યા જ કરે છે. અને શુભ અશુભ કર્મોથી સર્વથા મૂક્ત થનાર આત્માઓજ જન્મ મરણના આ ચક્રમાંથી મૂક્તિને જરૂર મેળવી શકે છે. ગાથા—

"दुविहं खवेऊण य पुण्यपावं, निरंगणे सव्वओ चिप्पमुक्के

હવે જન્મને જીતવાનો અર્થ શું? એ મૃત્યુ ન થાય તેવો હોય છે (જન્મથી જીવવું છે? કે જીતવું છે?) તુ મરણને જીતવાનો અર્થ શું? (સમજો બાપલા

સમજો) ફરી જન્મ ન થાય તે છે એટલે સિધ્ધ થાય છે કે આત્મા અજન્મ છે અને એના માટેજ જીવ વીતરાગ માર્ગે જાય છે. તે તમો જુઓ છો. હવે હું પણ તે માર્ગે જાઉં એવી ભાવના જરૂર ભાવો.

શ્રી જીનેશ્વર દેવ એટલા માટેજ જન્મ જરા અને મરણ પર વિજય મેળવવાનો પુરૂષાર્થ સ્વયમ્ જાતેજ કર્યો છે અને એવો પુરૂષાર્થ કર્યા વિના છુટકોજ નથી. એમ તેઓ સમજાવી ગયા છે. જીનેશ્વરોએ સમજાવ્યું છે કે સમજવું તે કામ પોતાનું (આપણું) છે. પરંતુ આ પુરૂષાર્થ કરવો સહેલો નથી. ભવ્ય આત્માઓજ પોતાને શુધ્ધ સ્વરૂપે નિહાળનાર આ પુરૂષાર્થ કરી શકે છે. બીજાઓની તાકાત નથી. સામાયિકના અર્થીને શું આવશ્યક છે તે વિચારો, વિચાર્યા વિના છુટકોજ નથી.

આ પુરૂષાર્થ જગતના જીવોને કંઈક સરળ બને એટલા ખાતર સિધ્ધાંતમાં સમાધી મરણુની ભાવનાને મહત્ત્વ આપવામાં આવ્યું છે હવે જુઓ આપણે જ્યારે પ્રાતઃકાળે પ્રતિક્રમણ કરીએ છીએ ત્યારે સમાધિ મરણ અને બોહીલાભ કરીને સમાધિ મરણ અને બોધી લાભની ભાવના ભાવીએ છીએ. ઉત્તમમાં ઉત્તમ સમાધિ મરણ અર્થાત્ સમ્યગ્જ્ઞાન, દર્શન ચારિત્રવાળી દશા માગીએ છીએ અને જીવનનો છેડો નિર્મળ બને અને (સમજાય છે બરોબર સમજો) દોષ રહિત સંસારિક ઉપાધીઓથી મુક્ત એવી સમાધિવાળો આ આત્મા બને (આમા વાર કેટલી ? જરૂર ઉપાધિ રહિત બને) એમ રોજને રોજ આપણે ઇચ્છીએ છીએ. 'સમાહી વર મુંત્તમ કિન્તુ'

કારણુ મરણુ પરનો વિજય સહેલો નથી. અને આ સમાધિ મરણુ મેળવવું તે પણુ એક ભાવ તપ છે. 'અપછીમ્ મારણું-તીય' ત્યાં શું ઇચ્છો છો ? (અરે મારી પાસે પોકાર તો કરો) એક મહીનાના સંથારા ઉપવાસ ચઉવિહાર વિગેરેનો હેતુ શો ? જીવન હાયવરાળમાં વીતાવ્યું હોય (તમે કયાં વીતાવ્યું છે ? તમારી તો વાત કરવા જેવી જ નથી) પછી એનો છેડો સુધરેજ કયારે ? અરે કેવી રીતે સુધરે ? (હવે ભલે એવું વીતાવ્યું, કૂછ પરવા નહિ. જ્ઞાન, દર્શન ચારિત્ર, તપ પ્રત્યે સદ્ભાવ હોય છે, અંતરની આંતરિક અભિરૂચી હોય છે (અભિ–આત્માની સન્મુખતા) આવા જીવનો અંત સમય અવશ્ય દોષરહિત બને છે. અને જીવનનો છેડો જીવનના અનેકવિધ કલરવોથી (કોલાહલથી) વર્તમાન જન્મમરણુની રેખા કોઇ બીજી રીતે અંકાઇ જાય છે. અને આ બધાયે કકળાટથી જીવનકકળાટથી જીવનનો છેડો પર હોય તો નવા જીવનની રેખા કોઈ જુદીજ રીતે ઔર અંકિત થાય છે. (એક અવતાર કરીને મોક્ષે જાય) તેવી થઇ જાય છે. નવો જન્મ બગડે નહિ, અને સમાધિ મરણુના યોગને સમજો. મારા ભકતો મારા અનુયાયી થઇને નવો જન્મ ન બગાડશો. ગુરૂને લાંછન ન લગાડશો.) નવા જન્મે જન્મ, જરા અને મૃત્યુ ઉપર જય મેળવવાનું બળ પ્રાપ્ત થાય, જરૂર પ્રાપ્ત થાય. એ એકજ પરમ પવિત્ર દ્રષ્ટિ સમાધિ મરણુરૂપી યોગમાં રહેલી છે. સમજો, બરાબર સમજો. મરવું તો આવાજ મરણે મરવું. અનાદિકાળનો બાળજીવ સમાધિમરણે મુઓજ નથી. એકવાર સમાધિમરણે મરે

પછી તેના મરણ હોયજ નહિ. આપણા જૈન સમાજમાં ઘણાંજ ભાગ્યશાળી આત્માઓ સમાધિ મરણનો યોગ જરૂર પ્રાપ્ત કરી શકે છે. પણ જેના પ્રાણમાં ધર્મ પ્રત્યે સદ્‌ભાવ હોય છે, અભિરૂચિ હોય છે અને તેવાજ જીવનો છેડો જરૂર સુધરશેજ. છેડો તો સુધાર!

સમાધિ મરણ તે જીવની એક સિદ્ધિ છે, અને તે સિદ્ધિ પ્રાપ્ત કરવાને અર્થે દરેકે દરેક માનવીએ એક વાત સમજી લેવી જોઇએ, હવે કઈ વાત સમજી લેવી જોઇએ તે તમે સમજ્યા હોય તો કહો? નહિતર હું કહું! સમજો શું કહેવાય છે! સમજ્યા વિના છુટકોજ નથી. જરૂર સમજી લેવી જોઇએ. ભાર મુકીને કહુ છું કે જરૂર સમજી લેવી જોઇએ. અને તે એ છે કે ધર્મસિવાય સાચું રક્ષણ કરનાર સંસારમાં બીજું કોઇ છેજ નહિ. ગાથા—

**एगो हु धम्मो नरदेव ताणं, न विज्जइहअन्नमिहेव किंचि ॥**

મરણ વખતે જેના શરણે જવું છે તેને મરણ પહેલાં આરાધી લેને, ઘરમાં કરોડો રૂપિયા હાજર રહેશે તો પણ તે શરણરૂપ નહિ થાય, પરંતુ તારો ગુરૂ તને ધર્મનું શરણ આપશે. એ લો, કબુલ, જે અંત સમયે રક્ષણ કરનાર છે તેને તમે જીવતા આરાધી લ્યો, જો તમે જીવતા નહિ આરાધી લ્યો તો અંત સમયે તે તમારા સામુ જોશે નહિ. સામુ જુએ તેવી લાયકાત ખરી? માત્ર ધર્મ પ્રત્યે વિશ્વાસ, શ્રધ્ધા, પ્રતીતિ એજ અંત સમયે મારૂં રક્ષણ કરવા જીવનનો સર્વોત્તમ વિસામો છે.

(અત્યારે મા છોકરાને ખોળામાં બેસાડીને કહે છે મારો

વિસામો, તું આવ્યો ? ) જેને તે વિસામો મલ્યો તેજ સાધ્યને સાધી શકે છે. દિક્ષાના આગલે દિવસે તે સંબંધમાં કહેવાઇ ગયું છે. ઇલાયચી કુમાર, રાજા, રાણી, નટડી બધાએ પ્રભુના સમોવસરણમાં પહોંચ્યા અને વિનય જાળવીને બેઠા, હવે ત્યાં પ્રભુશ્રીએ ધમ્મો કહ્યો. તેમાં કહ્યું કે નવે તત્વોની શંકા આદિ તમામ દોષથી રહિત જે અંદરની રૂચિ છે તે સ. દર્શન. વળી કહ્યું, તત્વનું યથાર્થજ્ઞાન છે સમ્યક્‌જ્ઞાન અને આ નવે તત્વો જાણીને અથવા તે તત્વો પ્રત્યે સાચા રૂચિવંત બનીને શું કરવાનું છે ? (બોલો તમારી પાસેથી જવાબ જોઇએ છીએ) અજીવના યોગથી જીવને મુકત બનાવવા માટે જ્ઞાનિઓની આજ્ઞા મુજબ હેય, ત્યાગ, તથા ઉપાદેયનો સ્વીકાર, એ સ્વીકાર કરવાની પ્રવૃતિ તે છે સમ્યકચારિત્ર. આનું નામ વ્યવહારથી જ્ઞાન, દર્શન અને સ. ચારિત્ર વ્યવહાર, આવો હોવો જોઇએ. (આના પણ હજુ ઠેકાણા નથી તો શું થવાનુ છે ?) એમાં આવીને જીવ અને અજીવાદિ નવે તત્વો વિચારાઇ જાય તેમ છે. સંસારમાં જીવ અને અજીવ બેજ પ્રકારના પદાર્થો છે. અજીવનો યોગ એજ જીવના દુઃખનું કારણ છે મરણ તે જીવના મૂળ સ્વભાવને આવરે છે. હવે જીવના યોગથી જીવનું સર્વથા જુદાપણું તે મોક્ષ છે. જીવની સાથે વળગેલા અજીવના પુદ્ગલો આવી મળતાં અટકી જાય તે સંવર છે. અને અજીવના પુદ્ગલોનો રસ વીગેરે આત્માની સાથે મેળવાઇ જવું (લોહપીંડ અગ્ની પેરે ખીરનીરની પેરે એકમેક પણે મેળ ખાવો) એ બંધ તત્વ છે. પુણ્ય એ શુભ અજીવનો યોગ છે, અને પાપ તે અશુભ અજીવનો યોગ છે. હવે જોઈ લ્યો, સંવર

નિર્જરા તે આત્મ લક્ષી કેવળજ્ઞાન કેવળદર્શન પ્રાપ્ત કરવાને શુમટો છે.

હવે નિશ્ચયની વાત કરીએ કે આત્માનો અનુભવ આત્માનુભૂતિ તે નિશ્ચય સમ્યક્‌જ્ઞાન છે. અને તે બન્ને પૂર્વક આત્મામાંજ રમણુતા સ્થિરતા તે નિશ્ચય ચારિત્ર છે. આવી રીતે નિશ્ચય સમ્યક્‌દર્શન, જ્ઞાન, ચારિત્ર એ ત્રણેયની એકયતા તેજ મોક્ષમાર્ગ છે, તેને તમે પામો, પામો ને પામો. આવો પ્રભુશ્રીનો બોધ પામીને ઈલાયચીકુમાર, નટડી, રાજાની રાણીઓ આદિ બધાય જીવોએ પ્રભુની પાસે 'सद्दहामि पतियामि' આદિ કહીને સ્વરૂપલક્ષે સંયમને આરાધી કેવળજ્ઞાનને પામીને તેજ ભવે મોક્ષે ગયા. આ પ્રમાણે જે જીવ નિર્દોષતાપૂર્વક, પવિત્રતાપૂર્વક, સામાયિકની આવશ્યકતા સમજી, સ્વરૂપ તરફ વળીને, સ્થિરતાને પામશે તે જીવ एगे चरित्ते ને પામી જશે અને એક અવતાર કરીને મોક્ષે જશે.



વિસામો, તું આવ્યો ?) જેને તે વિસામો મલ્યો તેજ સાધ્યને સાધી શકે છે. દિક્ષાના આગલે દિવસે તે સંબંધમાં કહેવાઇ ગયું છે. ઇલાયચી કુમાર, રાજા, રાણી, નટડી બધાએ પ્રભુના સમોવસરણમાં પહોંચ્યા અને વિનય જાળવીને બેઠા, હવે ત્યાં પ્રભુશ્રીએ ધર્મો કહ્યો. તેમાં કહ્યું કે નવે તત્ત્વોની શંકા આદિ તમામ દોષથી રહિત જે અંદરની રૂચિ છે તે સ. દર્શન. વળી કહ્યું, તત્ત્વનું યથાર્થજ્ઞાન છે સમ્યક્‌જ્ઞાન અને આ નવે તત્ત્વો જાણીને અથવા તે તત્ત્વો પ્રત્યે સાચા રૂચિવંત બનીને શું કરવાનું છે ? (બોલો તમારી પાસેથી જવાબ જોઇએ છીએ) અજીવના યોગથી જીવને મુકત બનાવવા માટે જ્ઞાનિઓની આજ્ઞા મુજબ હેય, ત્યાગ, તથા ઉપાદેયનો સ્વીકાર, એ સ્વીકાર કરવાની પ્રવૃતિ તે છે સમ્યકચારિત્ર. આનું નામ વ્યવહારથી જ્ઞાન, દર્શન અને સ. ચારિત્ર વ્યવહાર, આવો હોવો જોઇએ. (આના પણ હજુ ઠેકાણા નથી તો શું થવાનુ છે ?) એમાં આવીને જીવ અને અજીવાદિ નવે તત્ત્વો વિચારાઇ જાય તેમ છે. સંસારમાં જીવ અને અજીવ બેજ પ્રકારના પદાર્થો છે. અજીવનો યોગ એજ જીવના દુઃખનું કારણ છે. મરણ તે જીવના મૂળ સ્વભાવને આવરે છે. હવે જીવના યોગથી જીવનું સર્વથા જુદાપણું તે મોક્ષ છે. જીવની સાથે વળગેલા અજીવના પુદ્‌ગલો આવી મળતાં અટકી જાય તે સંવર છે. અને અજીવના પુદ્‌ગલોનો રસ વીગેરે આત્માની સાથે મેળવાઇ જવું (લોહપીંડ અગ્ની પેરે ખીરનીરની પેરે એકમેક પણે મેળ ખાવો) એ બંધ તત્ત્વ છે. પુણ્ય એ શુભ અજીવનો યોગ છે, અને પાપ તે અશુભ અજીવનો યોગ છે. હવે જોઈ લ્યો, સંવર

નિર્જરા તે આત્મ લક્ષ્મી કેવળજ્ઞાન કેવળદર્શન પ્રાપ્ત કરવાને શુભટો છે.

હવે નિશ્ચયની વાત કરીએ કે આત્માનો અનુભવ આત્માનુભૂતિ તે નિશ્ચય સમ્યક્‌જ્ઞાન છે. અને તે બને પૂર્વક આત્મામાંજ રમણતા સ્થિરતા તે નિશ્ચય ચારિત્ર છે. આવી રીતે નિશ્ચય સમ્યક્‌દર્શન, જ્ઞાન, ચારિત્ર એ ત્રણેયની ઐકયતા તેજ મોક્ષમાર્ગ છે, તેને તમે પામો, પામો ને પામો. આવો પ્રભુશ્રીનો બોધ પામીને ઈલાયચીકુમાર, નટડી, રાજાની રાણીઓ આદિ બધાય જીવોએ પ્રભુની પાસે 'सद्दहामि पतियामि' આદિ કહીને સ્વરૂપલક્ષે સંયમને આરાધી કેવળજ્ઞાનને પામીને તેજ ભવે મોક્ષે ગયા. આ પ્રમાણે જે જીવ નિર્દોષતાપૂર્વક, પવિત્રતાપૂર્વક, સામાયિકની આવશ્યકતા સમજી, સ્વરૂપ તરફ વળીને, સ્થિરતાને પામશે તે જીવ एगे चरित्ते ને પામી જશે અને એક અવતાર કરીને મોક્ષે જશે.

